श्रीजैनप्राचीनसाहित्योद्धारग्रन्थावल्याः पञ्चमं पुष्पम्

श्रीमल्लिषेणसूरिविरचित

# श्री भैरवपद्मावतीकल्प

શ્રીબન્ધુષેણની વિસ્તૃત ટીકા તથા
૩૧ પરિશિષ્ટો સહિત


સંપાદક
પ્રોફેસર કે. વી. અભ્યંકર એમ.એ.
ગુજરાત કૉલેજના સંસ્કૃત તથા અર્ધમાગધી ભાષાના અધ્યાપક

ગુજરાતીમાં અનુવાદક
**સારાભાઇ મણિલાલ નવાબ**
એમ. આર. એ. એસ. (લંડન)

પ્રસ્તાવનાલેખક
**મોહનલાલ ભગવાનદાસ ઝવેરી**
સૉલિસિટર • મુંબાઇ



· પ્રકાશક ·
સં. ૧૯૯૩ **સારાભાઇ મણિલાલ નવાબ · અમદાવાદ** ઈ. ૧૯૩૭




श्रीजैनप्राचीनसाहित्योद्धारग्रन्थावल्याः पञ्चमं पुष्पम्

श्रीमल्लिषेणसूरिविरचित

# श्री भैरवपद्मावतीकल्प

શ્રીબન્ધુષેણની વિસ્તૃત ટીકા તથા
૩૧ પરિશિષ્ટો સહિત

સંપાદક
પ્રોફેસર કે. વી. અભ્યંકર એમ.એ.
ગુજરાત કૉલેજના સંસ્કૃત તથા અર્ધમાગધી ભાષાના અધ્યાપક

ગુજરાતીમાં અનુવાદક
સારાભાઇ મણિલાલ નવાબ
એમ. આર. એ. એસ. (લંડન)

પ્રસ્તાવનાલેખક
મોહનલાલ ભગવાનદાસ ઝવેરી
સૉલિસિટર • મુંબાઈ

· પ્રકાશક ·
સં. ૧૯૯૩ સારાભાઇ મણિલાલ નવાબ · અમદાવાદ ઈ. ૧૯૩૭

ગ્રંથસ્વામિત્વના સર્વ હક્ક પ્રકાશકને સ્વાધીન

ચારસો પ્રતમાં મર્યાદિત આ પહેલી આવૃત્તિની
આ પ્રત ૨૭૪ મી છે

સા. મ. નવાબ

કીમત પંદર રૂપિયા

પ્રકાશક · સારાભાઇ મણિલાલ નવાબ, સંચાલક શ્રી જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રન્થાવલિ, નાગજીભૂધરની પોળ અમદાવાદ.

મુદ્રક · બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી ૧૪૫૪ રાયપુર અમદાવાદ



જ્યોતિપ-શિલ્પશાસ્ત્રવિદ્યાવિશારદ જૈનાચાર્ય
**શ્રીજયસિંહસૂરિશ્વરજી**
ઉમ્મર વર્ષ ૬૫



સ્વર્ગસ્થ પ્રાતઃસ્મરણીય મુનિમહારાજ
**શ્રી મોહનલાલજી મહારાજ**
સ્વર્ગવાસ વિ. સં. ૧૯૬૩



'જૈન ચિત્રકલ્પદ્રુમ' ગ્રંથને સૌથી શ્રેષ્ઠ ઉત્તેજન આપનાર સજ્જન

**શ્રીયુત માણેકલાલ ચુનીલાલ શાહ**

રૂના દલાલ • રહેવાસી અમદાવાદ

# નિવેદન

॥ ॐ वीतरागाय नमः ॥

ગુજરાતનાં મુખ્યમુખ્ય શહેરોમાં આવેલા જૈન ગ્રંથ ભંડારોમાંના હસ્તલિખિત જૈન ધર્મગ્રંથો મધ્યેનાં ચિત્રો ઉપરથી એક ગ્રંથના રૂપમાં ગુજરાતની જૈનાશ્રિત કળા અને તેનો ઇતિહાસ ગૂર્જર પ્રજા સમક્ષ હું ઈ. સ. ૧૯૩૬માં મૂકવા ભાગ્યશાળી થયો હતો અને તે 'જૈનચિત્રકલ્પદ્રુમ' નામના ગ્રંથની શ્રીમન્ત ગાયકવાડ સરકાર, શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, શ્રીમાન શેઠ કસ્તુરભાઇ લાલભાઈ, સર ચીનુભાઇ બૅરોનેટ, શ્રીયુત માણેકલાલ ચુનીલાલ શાહ, શ્રીયુત કરમચંદ ચુનીલાલ, શ્રીમાન શેઠ માણેકલાલ પ્રેમચંદ અને શ્રીમાન બકુભાઇ મણિલાલે નકલો ખરીદ કરીને મને આ પ્રકાશન જાહેરમાં મૂકવા માટે ઉત્તેજિત કર્યો છે તે માટે તે સઘળાનો આભાર માનવાની આ તક લઉં છું અને સાથેસાથે ઇચ્છું છું કે મારા આ ગ્રંથની પણ વધુ પ્રમાણમાં નકલો ખરીદ કરીને બીજાં વધુ ગ્રંથરત્નો જાહેર પ્રજા સમક્ષ મૂકવા માટે મને વધુ તક આપશે.

વિ. સં. ૧૯૮૭ના શીઆળામાં 'શ્રી દેશવિરતિ ધર્મારાધક સમાજ' તરફથી અમદાવાદના શેઠ ભગુભાઇના વંડામાં 'શ્રી જૈન સાહિત્ય પ્રદર્શન' ભરવામાં આવ્યું હતું તે સમયે તે પ્રદર્શનની કાર્યવાહક સમિતિ તરફથી ચિત્રકળા, લેખનકળા તથા મંત્રયંત્રાદિ વિભાગના ઑનરરી સેક્રેટરી તરીકે મારી નીમણુક કરવામાં આવેલી. એ પુણ્ય પ્રસંગે સેંકડો વર્ષોથી જૈનભંડારોના ભૂમિગૃહોમાં છુપાએલ સાહિત્યરશ્મિનું નિરીક્ષણ કરવાની અણમોલી તક મને પ્રથમ વાર સાંપડી. અને જેમજેમ તે સાહિત્યરશ્મિનું બારીકાઇથી હું નિરીક્ષણ કરતો ગયો તેમતેમ તે રશ્મિના સર્જક જૈનાચાર્યો તથા ધર્મધુરંધર સાધુવરો તરફ પૂજ્ય અને પવિત્ર ભાવ વધતો ગયો,—સાથે સાથે તે સાહિત્યરશ્મિને પૂજ્ય અને પવિત્ર ભાવથી આશ્રય આપનાર જૈન મંત્રીશ્વરો તથા જૈન શ્રેષ્ઠીઓ તરફ પણ માનની લાગણી ઉત્પન્ન થઇ; એકલો પૂજ્ય અને પવિત્ર ભાવ ઉત્પન્ન થયો એટલું જ નહિ, પરંતુ તે પૂજ્ય મહાનુભાવોએ વિશાળ દૃષ્ટિથી અને આત્મકલ્યાણની પવિત્ર ભાવનાથી સર્જન કરેલા અને જગતમાત્રના કલ્યાણની ભાવનાથી આશ્રય આપીને આજસુધી સાચવી રાખેલા એ સાહિત્યરશ્મિના વારસાનો નાશ થતો અટકાવવા, તથા તેના વારસદારોને તેની ખરી કીમત સમજાવવા મારા મનમાં નિશ્ચય બંધાયો.

મારા આ નિશ્ચયના પરિણામે જ ઈ.સ. ૧૯૩૬ની શરૂઆતમાં ઉપરોક્ત 'જૈનચિત્રકલ્પદ્રુમ' નામનો ગ્રંથ જાહેર જનતા સમક્ષ હું રજૂ કરી શક્યો; અને તે ગ્રંથમાં જ પાટણના પ્રાચીન ભંડારોના વર્ષોના બારીક નિરીક્ષણ ઉપરથી રાત્રિદિવસ અથાગ મહેનત કરીને વિદ્દદ્વર્ય મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજીએ 'લેખનકળા'ના વિષય ઉપર પ્રકાશ ફેંકતો 'ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકળા' નામનો, એક સ્વતંત્ર પુસ્તક જેટલો વિસ્તૃત નિબંધ તૈયાર કરીને આધુનિક મુદ્રણયુગમાં આપણી અદૃશ્ય થતી પ્રાચીન લેખનકળા અને તેના સાધનોના સંરક્ષણ

તથા સજીવન કરવા તરફ જાહેર પ્રજાનું ધ્યાન દોર્યું. સાથેસાથે મેં પણ મારા પાંચપાંચ વર્ષના અન્વેષણ અને અભ્યાસ દરમિયાન મારા જાણવામા આવી તેટલી સાધનસામગ્રીનો ઉપયોગ કરી 'ગુજરાતની જૈનાશ્રિત કળા અને તેનો ઇતિહાસ' તથા 'ચિત્રવિવરણ' નામના બે સ્વતંત્ર નિબંધો લખીને મોગલ સમય પહેલાંની ગુજરાતની, ખાસ કરીને જૈનોથી આશ્રય પામેલી ચિત્રકળા તરફ સૌથી પ્રથમ ગુજરાતી પ્રજાનું ધ્યાન દોરવા પ્રયત્ન કર્યો. આ રીતે ઉપરોક્ત ત્રણ વિભાગો પૈકી (૧)ચિત્રકળા અને (૨) લેખનકળાની સામગ્રી મેં જનતા સમક્ષ રજૂ કરી છે, જ્યારે બાકી રહેલા (૩) મંત્રયંત્રાદિ વિભાગની જેટલી સામગ્રી મને પ્રાપ્ત થઇ છે તેમાંથી કેટલીક ઈ. સ. ૧૯૩૬ની અંતમાં 'મંત્રાધિરાજ ચિંતામણિ' (કી. રૂા સાડાસાત) નામના ગ્રંથમાં પુરિસાદાણી શ્રી પાર્શ્વનાથ પ્રભુને લગતી મળી આવી તેટલી મંત્રમય સામગ્રી તેને લગતા પાંસઠ યંત્રો સાથે, તથા કેટલીક મુખ્યત્વે કરીને શાસનની રક્ષા કરવાવાળી મહાપ્રાભાવિક પદ્માવતીદેવીને લગતી તથા સરસ્વતી, અંબિકા, ચક્રેશ્વરી, જ્વાલામાલિની તથા લક્ષ્મીદેવીને લગતી પ્રસ્તુત ગ્રંથમાં રજૂ કરી છે; બાકીની હવે પછી પ્રસિદ્ધ થનાર 'મહાપ્રાભાવિક નવસ્મરણ મંત્રયંત્રાદિ સંગ્રહ' નામના ગ્રંથમાં સેંકડો ચિત્રો તથા યંત્રો સાથે મુખ્યત્વે ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવામાં આવશે. હું આશા રાખું છું કે જાહેર જનતા મારા આ સાહસને વધાવી લેશે અને મને બીજા અમૂલ્ય ગ્રંથોનું પ્રકાશન કરવા પ્રેરણા કરશે જ.

પ્રસ્તુત ગ્રથમાં મુખ્યત્વે કરીને જૈનશાસનનું રક્ષણ કરવાવાળી મહાચમત્કારિક શ્રી પદ્માવતીદેવીનાં મંત્રો, યંત્રો, કલ્પો તથા નાનીમોટી ૩૨ કૃતિઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. તે કૃતિઓની રચના કરનાર મહાપુરુષોની તેમજ મંત્રોની પ્રાચીનતા સંબંધીના ઉલ્લેખો વગેરેની માન્યવર ઝવેરી મોહનલાલ ભગવાનદાસ સૉલિસિટરે આ સાથે આપેલી અંગ્રેજી પ્રસ્તાવનામાં વિસ્તારથી સમીક્ષા કરેલી હોવાથી તે તરફ વાચકોનું ખાસ ધ્યાન ખેંચવાની રજા લઉ છું.

## મંત્ર

મંત્ર એટલે અમુક પ્રકારના અક્ષરોની સંકલના. જેમ આકર્ષણશીલ વિદ્યુત્‌ના સમાગમથી તણખો ઉત્પન્ન થાય છે તેમ જુદા જુદા સ્વભાવવાળા અક્ષરોની યથાયોગ્ય રીતે સંકલના–ગૂંથણી કરવાથી કોઈ અપૂર્વ શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. એ તો જાણીતી વાત છે કે મહાપુરુષોએ ઉચ્ચારેલા સામાન્ય શબ્દોમાં પણ અદ્‌ભુત સામર્થ્ય રહેલું છે; તો પછી ઉદ્દેશપૂર્વક વિશિષ્ટ વર્ણોની સંકલનાથી યોજેલા પદોના સામર્થ્યની તો વાત જ શી? આવા પદોના–મંત્રપદોના રચયિતા જેટલે અંશે સંયમ અને સત્યતાના પાલક હોય તેટલે અંશે તેમાં વિશિષ્ટતા સંભવે છે; તેથી જ મંત્રની ભાષામાં પરિવર્તન કરવામાં આવે, અર્થાત્ તદ્‌ગત અર્થ અન્ય ભાષા દ્વારા રજૂ કરવામાં આવે તો તે પરિવર્તન મંત્રની ગરજ સારી શકે નહિ. મંત્ર ઘણા જ પ્રકારના હોય છેઃ કેટલાક યોગ સાધનાને માટે અને કેટલાક રોગોની શાંતિ માટે ઉપયોગી હોય છે; કેટલાક લક્ષ્મીની પ્રાપ્તિ માટે હોય છે અને કેટલાક દુશ્મનોનો નાશ કરવા માટે હોય છે.

કેટલાકોનું એવું માનવું છે કે પ્રાચીન સમયમાં જે મંત્રો હતા તેમનો નાશ થઇ ગએલો છે અને જો તેમ ન માનવામાં આવે તો આજકાલ તે મંત્રોના અધિષ્ઠાયક દેવો તેમના આરાધકોને પ્રત્યક્ષ કેમ નથી થતા? કારણ કે આ પુણ્યભૂમિ ભારતમાં હજારો નહિ પણ

લાખો મનુષ્યો વિદ્યમાન છે કે જેઓ વધારે નહિ તો એક માળા તો નમસ્કાર મહામંત્રની તથા બીજા જૈન મંત્રોની ગણે છે જ. આ માળા ગણનારાઓ મોટા ભાગે બે પ્રકારના હોય છે—એક તો ધનવાન અને બીજા નિર્ધન—એમાં ધનવાનો પાસે દ્રવ્યાદિ સાધન હોવા છતાં પણ આધિ અને વ્યાધિથી રહિત તેઓ હોતા નથી, એટલે કે મહાપ્રભાવશાળી એવા મત્રની માળા ગણવા છતાં પણ તેઓને આધિ અને વ્યાધિ સતાવી રહેલી હોય છે; બીજી શ્રેણીના માણસો પૈકીના હજારો પુરુષો એવા પણ જણાઈ આવે છે કે જેઓને શરીર ઢાંકવા વસ્ત્ર પણ પૂરેપૂરાં હોતાં નથી તથા પેટનો ખાડો પૂરવા માટે પૂરૂં અન્ન પણ મળતું નથી. આ પ્રમાણે દેખીને એકલું આશ્ચર્ય નહિ પણ મોટો વિસ્મય ઉત્પન્ન થાય છે કે કલ્પવૃક્ષથી પણ અધિક મહિમાવાળા સર્વ અભીષ્ટ તથા યાવત્ મોક્ષસુખને પણ આપનાર મહાપ્રાભાવિક મન્ત્રોના આરાધકોની આવી શોચનીય દશા કેમ? શું શાસ્ત્રોમાં જે પ્રમાણે વર્ણન કરેલું છે તે પ્રમાણે તે મંત્રોનો મહિમા નથી? શું પૂર્વાચાર્યોએ તેનો કલ્પવૃક્ષથી પણ અધિક મહિમા ગાયો છે તે ખોટો જ ગાયો છે? કે મંત્રોનું આરાધન કરવાવાળા વિશુદ્ધ ભાવથી તેનું આરાધન નથી કરતા? અથવા આરાધકોની શ્રદ્ધામાં ખામી છે? ના, ના, આ તો કેવલ કલ્પના માત્ર છે, કારણ કે પહેલાંનાં જ્ઞાની પુરુષો એવા ન હતા કે જેઓ મંત્રના નામે દુનિયાને છેતરે. અને પૂર્વાચાર્યોએ કલ્પવૃક્ષથી પણ અધિક મહિમા જે મંત્રોનો ગાયો છે તે પણ વાસ્તવિક છે, તેમાં જરા માત્ર સંદેહને સ્થાન નથી; કારણ કે પરોપકાર-પરાયણ, ત્રિકાલદર્શી, મહાનુભાવ પૂર્વાચાર્યોના વિશુદ્ધ ભાવથી નીકળેલા હૃદયંગમ શબ્દો સર્વથા ભ્રમ-વગરના, પ્રમાણભૂત અને પૂર્વાપર વિરોધ વગરના હોવાથી અત્યંત માનનીય છે. આરાધન કરવા-વાળાઓમાથી કોઈક વિરલ જ એવા હશે કે જેઓ શ્રદ્ધા વગર અથવા તો દુનિયાને દેખાડવા માટે એનું આરાધન કરતા હશે, બાકી મોટા ભાગને માટે તો છાતી ઠોકીને એમ કહી શકાય કે તેઓ પૂર્ણ ભક્તિ, અવિકલ પ્રેમ, દૃઢ શ્રદ્ધા અને પૂર્ણ ઉત્સાહ સાથે તેનું ગુણન, મનન અને ધ્યાન કરે છે.

અહીંઆં ફરી પણ એનો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જો આ મંત્રો અતિશય પ્રભાવ-શાલી અને પૂર્વાપર વિરોધ વગરના છે અને તેના મહિમા સંબંધી મહાનુભાવ પૂર્વાચાર્યોના વાક્યોમાં લેશ માત્ર પણ શંકાને સ્થાન નથી તથા તેનું આરાધન કરવાવાળાઓ પણ વિશુદ્ધ ભાવ અને દૃઢ શ્રદ્ધાથી એકાગ્ર ચિત્તે તેનું ધ્યાન ધરે છે તો પછી એવું તે શું કારણ છે કે તે મહાપ્રભાવ-શાલી મંત્રો, સિદ્ધિ–સુખ તો દૂર રહ્યાં પણ લૌકિક સુખ અગર તે સંબંધી ઇચ્છિત પદાર્થો પણ મેળવી આપતા નથી? પાઠકગણ! આ પ્રશ્નોના ઉત્તરમાં કેવલ એ જ ઉત્તર છે કે, ઉક્ત મહા-મંત્રોનાં જે ગુણન અને ધ્યાન કરવામાં આવે છે તે તે વિષયના જોઈતા જ્ઞાનનો અભાવ હોવાથી યથાર્થ વિધિપૂર્વક કરવામાં નથી આવતાં; અને તેથી કાંઈ પણ ફલ પ્રાપ્ત થતું દેખાતું નથી. બીજું એ પણ કારણ છે કે જો જાપ કરનારનું ભાગ્ય પ્રતિકૂળ હશે તો ગમે તેટલા જાપ કરવા છતાં પણ મંત્ર ફલ નહિ આપે; બધી બાબતોમાં કર્મસત્તા બલવાન છે. ત્રીજી વાત એ છે કે મંત્રોના જાપની બાબતમાં શ્રદ્ધા એ મોટામાં મોટી ચીજ છે; શ્રદ્ધા વિના તો મુક્તિ પણ મળતી નથી, તો પછી મંત્ર તો ક્યાંથી જ ફલ આપે? અગર જો તમારૂં ભાગ્ય અનુકૂળ હશે તો મંત્રના અધિ-ષ્ઠાયક દેવ અદૃશ્ય રહીને તમોને જવાબ આપશે, પરંતુ પ્રત્યક્ષ આ સમયમાં નહિ આવે.

વળી પાછો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જો મનુષ્યનું ભાગ્ય જ સાનુકૂળ હોય તો પછી મંત્રનું આરાધન કરવાની જરૂર શી? આના જવાબમાં મહાનુભાવ! આપે સમજી લેવું જોઇએ કે જ્યારે તકદીર અનુકૂળ હોય છે, ત્યારે જ યથોચિત યોગ મળી આવે છે. અગાઉ આપણે જણાવી ગયા છીએ કે વિશિષ્ટ પ્રકારના અક્ષરોના સંયોગનું નામ મંત્ર છે. મંત્રનો પાઠ કરવાથી જે જે આંદોલનો ફેલાય છે તેનાથી એક જાતની અસર વાતાવરણમાં પેદા થાય છે. અવધિજ્ઞાની દેવ-તાઓ પોતાના જ્ઞાનના બળે સ્વર્ગમાં રહ્યારહ્યા પણ જાણી શકે છે કે અમુક વ્યક્તિ મંત્રનો પાઠ કરે છે અને મને યાદ કરે છે. પહેલાના સમયમાં જ્યારે મહાપુરુષો અને ભાગ્યશાળીઓ હયાત હતા ત્યારે દેવતાઓ હાજર રહેતા હતા, જેનાં વર્ણનો આપણને શાસ્ત્રોમાંથી મળી આવે છે. તીર્થંકરો, ચક્રવર્તીઓ, વાસુદેવો તથા બલદેવોની પાસે દેવતાઓ પ્રત્યક્ષ આવતા હતા. હાલના જમાનામાં મંત્ર, યંત્ર, તંત્ર અને ઔષધિઓની શક્તિ પણ દિન પર દિન ઓછી થતી જાય છે અને આવી હાલતમાં મંત્રો જોઇએ તેવુ ફલ ન પણ આપી શકે તો નવાઈની વાત નથી. દા.ત. ચિંતામણિરત્ન જેવાં રત્ન, પારસમણિ અને ચિત્રાવેલી જેવી મહામૂલ્ય વસ્તુઓ પણ હાલના જમાનામાં જોવામાં અગર જાણવામાં પણ આવતી નથી, તેથી તે વસ્તુઓ જ વિદ્યમાન ન હતી કે મંત્રો વગેરે જૂઠા છે તેમ માની લેવાની જરૂરત નથી. તેથી સમયાનુસાર અને પોત-પોતાના ભાગ્યાનુસાર જે જે મંત્રો અને વિદ્યાઓ હાલમાં વિદ્યમાન છે તેનાથી જ સંતોષ માનવો જોઇએ. બાકી કહ્યું પણ છે કેઃ

निर्बीजमक्षरं नास्ति, नास्तिमूलमनौषधं ।
निर्धना पृथ्वि नास्ति, आम्नायाः खलु दुर्लभाः ॥

અર્થાત્, દુનિયામાં જેટલા અક્ષર છે તે સર્વ શક્તિવાળા છે (અને તેમનું શ્રવણ તથા પઠન કરવાથી એક જાતની અસર પેદા થાય છે, જેમકે કોઈ વ્યક્તિ આપણને સારા શબ્દોથી બોલાવે તો આપણે રાજી થઇએ છીએ અને ખરાબ શબ્દોથી બોલાવે તો આપણે નારાજ થઇએ છીએ. આ પ્રમાણે અક્ષરોની શક્તિ સાબિત થાય છે). જગતમા જેટલી વનસ્પતિઓ છે તે પણ શક્તિ-વાળી છે, પૃથ્વી પણ ધન વગરની નથી કારણ કે તેના પેટાળમા જુદા જુદા રત્નોની ખાણો છે અને તે જ માટે શાસ્ત્રોમાં પૃથ્વીને રત્નગર્ભા કહેવામાં આવી છે. પરંતુ દરેક વસ્તુઓની યથોચિત માહિતી પામવી દુર્લભ છે.

મનુષ્યપ્રકૃતિ સ્વાભાવિકતયા ચમત્કારપ્રિય હોય છે. જનતાનો મોટો ભાગ સિદ્ધિઓ ખોળે છે અને તેના માટે બનતા પ્રયત્નો આદરે છે. છતાં જ્યારે નિષ્ફળતા પ્રાપ્ત થાય છે ત્યારે દ્રાક્ષાના સ્વાદથી અતૃપ્ત રહેલા શિયાળની માફક, 'યંત્રો, મંત્રો આદિ સર્વ કાલ્પનિક છે. શાક્ત સંપ્રદાયની અસર દરમિયાન ઊપજાવી કાઢેલાં છે' વગેરે વગેરે અનેક દોષારોપણ કરી, એ વિદ્યાને જ વખોડવા મંડી જાય છે. પરંતુ આ વિદ્યાઓ જો સર્વથા ખોટી હોત તો ભૂતકાળમાં થઈ ગએલા ત્યાગી વૈરાગી શ્રી વજ્રસ્વામી, વાદિદેવસૂરિ, શ્રી હેમચંદ્રસૂરિ જેવા મહાપુરુષો આ વિદ્યાઓ ઉપર વિશેષ લક્ષ આપત જ નહિ.

## મંત્રોની પ્રાચીનતા *

સાંભળવા પ્રમાણે પૂર્વે વિદ્યાપ્રવાદ નામના પૂર્વમાં એવા અનેક વિદ્યાનો હતા કે જેનાથી પૂર્વાચાર્યો દરેક પ્રસંગે શાસનની રક્ષાઓ કરતા. 'વિદ્યા' શબ્દનો અર્થ આ સ્થળે 'જ્ઞાનાત્મક વિદ્યા' નહિ પણ 'મંત્રસ્વરૂપિણી અક્ષરાત્મક વિદ્યા' સમજવાનો છે. ઉપરોક્ત પૂર્વાત્મક વિદ્યાઓનો તો આજે નાશ થએલો છે, છતાં એમના વિષયનો મહિમા હજી સુધી ઘણો તાજો છે. તમે કોઈ પણ આસ્તિક ભારતવાસીની આગળ 'વિદ્યા' અથવા એનો જ બીજો પ્રકાર ગણાતા 'મંત્ર'ની વાત કરો, તો તે ઘણી જ શ્રદ્ધાથી સાંભળશે. ભારતવર્ષની પ્રજાને આ વિષય ઉપર લાંબા કાળથી અચળ શ્રદ્ધા છે. અજ્ઞાન બાળકોમાંથી પણ એવાં થોડાં જ નીકળશે કે જેઓ વિદ્યામંત્રના ચમત્કારોની વાતોથી તદ્દન અનભિજ્ઞ હોય. ભારતવર્ષનાં ધર્મશાસ્ત્રો, પુરાણો, કથાગ્રંથો અને મહાપુરુષોનાં ચરિત્રો પૈકી કોઈ પણ વિષયનું પુસ્તક જુઓ. વિદ્યામંત્ર અથવા તેના પ્રભાવ સંબંધમાં કંઈ ને કંઈ લખેલું તેમાંથી મળી આવશે જ.

આ ઉપરથી પાઠકગણ જોઈ શકશે કે પૂર્વે ભારતવર્ષમાં આ વિદ્યામંત્રનો પ્રચાર ઘણો અસાધારણ હતો. પાંચમીથી દસમી સદી સુધીના પાંચસો વર્ષના ગાળામાં આ વિષયના નાના મોટા બેથી અઢી હજાર જેટલા ગ્રંથો તો એકલા બૌદ્ધ ભિક્ષુઓએ જ બનાવ્યા હતા! આ ઉપરથી ભારતવર્ષમાં મંત્રવિદ્યાનો ફેલાવો કેટલો હોવો જોઈએ તેનું અનુમાન કરી શકાશે. બૌદ્ધ સંપ્રદાયમાં આ વિષયના ગ્રંથોની બહુલતા હોવાથી જ હાલના વિદ્વાનોનું માનવું છે કે મંત્રવિદ્યા તથા તંત્રવિદ્યાના ગ્રંથો જૈનોએ બૌદ્ધ સંપ્રદાયના અનુકરણ રૂપે તૈયાર કર્યા છે. તેનું એક કારણ એ પણ છે કે જૈન સંપ્રદાયના તે વિષયના ગ્રંથો હજુસુધી અપ્રસિદ્ધ છે. તેથી જ પ્રસ્તુત ગ્રંથના વિદ્વાન પ્રસ્તાવનાલેખકે જૈનાગમોમાંથી પુરાવાઓ આપીને સાબિત કરેલું છે કે જૈન સંપ્રદાયમાં બૌદ્ધ સંપ્રદાયની અસર પહેલાં પણ જૈનાચાર્યો આ વિદ્યાથી અનભિજ્ઞ ન હતા.

વિદ્યામંત્રના પ્રચારની દૃષ્ટિએ આ તો એક સાધારણ વાત થઈ. પણ જૈન સમાજનો આ વિષયમાં કેટલો આદર હતો તે બતાવવાની ખાસ જરૂર છે. બૌદ્ધ લોકોએ આ વિષયને જેમ ધાર્મિક રૂપ આપી, અવશ્ય કર્તવ્ય તરીકે તેનો સ્વીકાર કર્યો હતો અને વાતવાતમાં તેનો ઉપયોગ કરતા હતા તેટલી હદે જૈનાચાર્યો બીલકુલ ગયા નહોતા. તેઓ મંત્રશાસ્ત્રનો અભ્યાસ કરતા એટલું જ નહિ, પણ કોઈ કોઈ પ્રસંગે પતિત સાધુ અથવા ગૃહસ્થોની ખુશામત કરીને પણ આ જ્ઞાનની પ્રાપ્તિ કરતા હતા, * છતાં પણ એનો ઉપયોગ લાભાલાભ જોઈને શાસનરક્ષાના કારણ નિમિત્તે જ કરતા. વજ્રસ્વામી, પ્રિયગ્રન્થિસૂરિ, આર્યખપટ, આર્યમંગુ, પાદલિપ્તસૂરિ, સિદ્ધસેન દિવાકર, હરિભદ્રસૂરિ, કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરિ, શ્રી જિનદત્તસૂરિ, શ્રી જિનપ્રભસૂરિ, વાદિવેતાલ શ્રી શાંતિસૂરિ, શ્રી શાંતિચંદ્ર ઉપાધ્યાય વગેરે અનેક પ્રાચીન તેમજ અર્વાચીન આચાર્યો આ વિષયના અનુભવી

* 'જૈન યુગ' માસિકના સવત ૧૯૮૨ના માગશર માસના પુ. ૧. અંક. ૪માં ઇતિહાસપ્રેમી શ્રી કલ્યાણવિજયજીએ લખેલા 'આપણા પ્રાભૃતો' નામનો લેખ જુઓ.

* "विज्जग उभयं सेवे त्ति। उभयं णाम पासत्थ गिहत्था ते विज्जमन्त जोगादिणिमित्तं सेवे इत्यर्थः॥"
—निशिथचूर्णि १, ७०.

મંત્રવાદીઓ હતા. આર્ય સ્થૂલભદ્ર જેવા સ્થવિર પણ કારણ વિના આ શક્તિનો ઉપયોગ કરવાથી શિક્ષાને પાત્ર થયા હતા. અને આવા સખત પ્રતિબંધના કારણથી જ બૌદ્ધોની માફક જૈનોમાં આ મંત્રવાદથી આચારમાર્ગમાં વિકૃતિ થવા પામી નથી. બીજું એ પણ કારણ છે કે જ્યારે બીજા લોકો ઐહિક ફળની આશાથી જ મંત્ર અને વિદ્યાઓ જપતા ત્યારે પણ જૈનાચાર્યોનો આમાં મુખ્ય ઉદ્દેશ કર્મનિર્જરાનો હતો. સૂરિમંત્રનું અનુષ્ઠાન જે લગભગ પ્રત્યેક જૈનાચાર્યને કરવું પડતું તેનો પણ ફલાદેશ કર્મનિર્જરાને લગતો જ હતો. બૌદ્ધ અને ખાસ કરીને શાક્ત લોકોના મંત્રવાદથી જૈનોના મંત્ર અને વિદ્યાઓ તદ્દન પવિત્ર અને નિર્દોષ વિધિસાધ્ય હોવાથી પણ મંત્રવાદ જૈન આચારોમાં વિકૃતિ ઉત્પન્ન કરી શક્યો નથી.

સ્ત્રીદેવતાધિષ્ઠિત તે વિદ્યા અને પુરુષદેવતાધિષ્ઠિત તે મંત્ર, અથવા જેનો પાઠ કરવા માત્રથી જ કાર્યની સિદ્ધિ થાય તે મંત્ર અને જપ હોમાદિ વિધિ સાધ્ય તે વિદ્યાઃ એમ બે પ્રકારે મંત્ર અને વિદ્યાનો ભેદ જૈન ગ્રંથકારોએ બતાવ્યો છે. જૈનોની માન્યતા પ્રમાણે હજારો વિદ્યાઓ છે, જેમાં નીચે લખેલી સોળ વિદ્યાઓ મુખ્ય છેઃ ૧ રોહિણી, ૨ પ્રજ્ઞપ્તિ, ૩ વજ્રશૃંખલા, ૪ વજ્રાંકુશી, ૫ અપ્રતિચક્રા, ૬ નરદત્તા, ૭ કાલી, ૮ મહાકાલી, ૯ ગૌરી, ૧૦ ગાંધારી, ૧૧ મહાજ્વાલા, ૧૨ માનવી, ૧૩ વૈરુટ્યા, ૧૪ અચ્છુપ્તા, ૧૫ માનસી અને ૧૬ મહામાનસી. આ સોળ વિદ્યાઓની અધિષ્ઠાયક સોળ દેવીઓ પણ એ જ નામની માનેલી છે, જે વિદ્યાદેવીઓના નામથી ઓળખાય છે. એ વિદ્યાદેવીઓની પ્રાચીન તાડપત્ર પરની પ્રતિકૃતિઓ માટે જુઓ 'જૈનચિત્રકલ્પદ્રુમ' નામના ગ્રંથમાં ચિત્ર નં. ૧૬થી ચિત્ર નં. ૩૧ સુધી.

## આમ્નાયગ્રન્થો

શું એ અફસોસનો વિષય નથી કે આ રત્નપ્રસૂતા ભારતભૂમિમાં ઉત્પન્ન થયા છતાં પણ પૂર્વાચાર્યો વિરચિત અને સંગ્રહિત ઉત્તમોત્તમ મંત્રામ્નાયના ગ્રંથોની કાંઇપણ દરકાર નહિ રાખતાં પ્રમાદજન્ય ઘોર નિદ્રામાં સૂતાં સૂતા તે રત્નોને આપણે હાથમાંથી ગુમાવી રહ્યા છીએ? જો આપણામાં પ્રમાદ ન હોત તો 'વિદ્યાનુવાદ' આદિ મહામૂલ્ય ગ્રંથો આપણા હાથમાંથી નાશ પામ્યા હોત? વિદ્યાપ્રવાદની વાત તો દૂર રહી પણ પ્રસ્તુત ગ્રંથમા છપાએલ 'ભૈરવપદ્માવતીકલ્પ'ની યે ટીકા સહિતની સંપૂર્ણ પ્રત પણ ગુજરાતના ભંડારોમાથી એક યા બે મળી શકી. વળી 'અદ્‌ભુતપદ્માવતી-કલ્પ'ની પ્રત માટે ઘણી તપાસ કરવા છતાં બીજી એક પણ પ્રત ન મળી શકવાથી તે કલ્પ અધૂરો જ છાપવો પડ્યો છે. જો આ વિષય પરત્વે આપણી ઉપેક્ષાવૃત્તિ ન હોત તો હજારો વિદ્યાઓમાથી આજે આંગળીના વેઢે ગણી શકાય તેટલા જ આમ્નાયના ગ્રંથો મળતા હોત? અને જો આપણને વારસામાં મળેલા આ વિષયના બધા યે ગ્રંથો સાચવી રાખ્યા હોત તો શું એવો સંભવ પણ હતો કે આપણું આ પ્રકારે અધઃપતન થાત? એક બાજુ આપણે પોતાની પાસેના આ વિષયના અ-મૂલ્ય ગ્રંથોનો નાશ થવા દીધો અને બીજી બાજુ આપણામાં આ વિષયનું જ્ઞાન જે અવિચ્છિન્ન પરંપરાએ ગુરુગમથી ઊતરી આવતું હતું તેનો હ્રાસ થતો ગયો તથા તે તરફના અજ્ઞાનને લીધે ત્રીજી બાજુ 'મંત્રવિદ્યા'નો પ્રચાર એ પાપ છે એવા અવાજો ઉઠાવનાર કેટલીક વ્યક્તિઓએ સમાજને ભડકાવી મૂક્યો. આવા સમયમાં નવીન ગ્રંથરત્નોની શોધ અને સંચય થઇ શકે એમ આશા તો કયાંથી જ રાખી શકાય?

## પ્રસ્તુત સંગ્રહ

આ ગ્રન્થમાં છાપવામાં આવેલા યંત્રો તથા ચિત્રો વગેરેના પ્રકાશનના સર્વ હક્ક પ્રકાશકને જ સ્વાધીન હોવાથી પ્રકાશકની લેખિત મંજૂરી વિના કોઇપણ સંસ્થા અગર વ્યક્તિએ એ નહિ છપાવવા આગ્રહભરી વિનતિ છે. વળી આ અતિ દુર્લભ યંત્રો તથા ચિત્રો પૂજનીય અને વંદનીય છે, તેમજ જ્ઞાન સ્વયં પણ પૂજ્ય છે. એટલે વાંચક અને દર્શક બંને પ્રત્યે નમ્ર વિનતિ છે કે તેઓ કૃપા કરીને તેની જરાપણ અવગણના ન કરે.

પ્રસ્તુત સંગ્રહમા 'ભૈરવપદ્માવતીકલ્પ' મૂળ, ટીકા અને ગુજરાતી ભાષાતર સહિત આપવામાં આવ્યાં છે અને બીજા ૩૧ પરિશિષ્ટોમાં દેવી પદ્માવતીને લગતાં દરેક પ્રકારનાં સ્તોત્રો તથા મળી આવતા કલ્પો વગેરે આપવા પ્રયત્ન કર્યો છે, છતાં દેવી પદ્માવતીને લગતું વધારાનું મન્ત્રસાહિત્ય કોઇપણ મહાનુભાવના જાણવામાં આવે તો તેઓ મારૂં ધ્યાન તે તરફ ખેંચવા કૃપા કરશે એવી આશા રાખું તો તે અસ્થાને નહિ ગણાય. પદ્માવતી દેવીના સાહિત્ય ઉપરાંત શ્રી મલ્લિષેણસૂરિકૃત 'શ્રી સરસ્વતીમન્ત્રકલ્પ', બપ્પભટ્ટિસૂરિ વિરચિત 'સરસ્વતીકલ્પ', મહામાત્ય વસ્તુપાલ વિરચિત 'અંબિકાસ્તુતિ', શ્રી જિનદત્તસૂરિકૃત 'શ્રી ચક્રેશ્વરીસ્તોત્ર', પૂર્વાચાર્ય વિરચિત 'જ્વાલામાલિનીયન્ત્ર' તથા 'જ્વાલામાલિનીમન્ત્રસ્તવ', 'સૂરિવિદ્યાસ્તોત્ર', શ્રી ભદ્રગુપ્તાચાર્ય-વિરચિત 'અનુભવસિદ્ધ મન્ત્રદ્વાત્રિંશિકા' તથા શ્રી માનદેવસૂરિ કૃત 'શ્રી લઘુશાન્તિસ્તવ' પર શ્રી ધર્મપ્રમોદગણિએ રચેલી ટીકા, જેમાં તેઓએ 'લઘુશાન્તિ' ગર્ભિત મન્ત્રનો ઉદ્ધાર કરેલો છે, તે તરફ મન્ત્રસાહિત્યના શોખીનોનું ધ્યાન ખેંચવાનું યોગ્ય માનું છું. આ ગ્રન્થમાં પ્રગટ થએલી કૃતિઓમાંથી પ્રેરણા લઇને કોઈ મહાનુભાવ વિધિ અનુસાર મન્ત્રસાધના કરીને જૈનશાસનની રક્ષા કરવા ઉદ્યુક્ત થશે તો મારી આ સંગ્રહ પ્રગટ કરવાની મહેનત સફળ થએલી લેખીશ.

આ ગ્રન્થમાં બતાવેલા પ્રયોગોમાં કેટલેક ઠેકાણે મારણ, મોહન, વશીકરણ, ઉચ્ચાટન વગેરેનો ઉલ્લેખ કરવામાં આવેલો છે તેનો દુરુપયોગ નહિ કરવા વાંચકોને મારી નમ્ર અને આગ્રહભરી વિનતિ છે, છતાં પણ કોઈ તેવો દુરુપયોગ કરશે તો તેના પાપનો ભાગીદાર હું નથી, કારણ કે આ ગ્રન્થ પ્રગટ કરવાનો મારો ઉદ્દેશ તો માત્ર આવા છિન્નવિછિન્ન થઇ ગએલા મન્ત્રસાહિત્યનો ઉદ્ધાર કરીને એકત્ર કરવાનો છે અને તે કરેલો ઉદ્ધાર શાસનની રક્ષા નિમિત્તે ભવિષ્યમાં કોઇક વખત ઉપયોગમા આવશે તે છે.

## ઋણસ્વીકાર

આ ગ્રંથમાં છાપવામાં આવેલી બધી કૃતિઓ પૈકીની કોઈપણ કૃતિ કોઈપણ સંસ્થાએ છપાવી હોવાનું મારા ખ્યાલમાં નથી. આ ગ્રંથના સંશોધનાદિ કાર્યમાં નીચે મુજબની હસ્તલિખિત પ્રતોનો ઉપયોગ કરવામાં આવ્યો છે:

'ભૈરવપદ્માવતીકલ્પ'ની નવ પ્રતો ઉપરથી દક્ષિણવિહારી સ્વર્ગસ્થ મુનિમહારાજ શ્રી ચતુર-વિજયજીએ પ્રેસકૉપી કરી છે, અને તે નવ પ્રતો પૈકી શ્રી જૈનાનંદ પુસ્તકાલયની પ્રતનો ख સંજ્ઞા તરીકે અને શ્રી આત્મારામજી જ્ઞાનમંદિરની પ્રતનો ग સંજ્ઞા તરીકે સંપાદકે ઉલ્લેખ કરેલો છે. આ નવ પ્રતો નીચેના સંગ્રહોમાંથી મળી હતી તે માટે તેઓનો આભાર માનું છું: (૧) આચાર્ય મહારાજ

શ્રી સિદ્ધિસૂરિશ્વરજીનો સંગ્રહ, અમદાવાદ; (૨) શ્રી જૈનાનંદ પુસ્તકાલય, સુરત; (૩) શ્રી આત્મારામજી જૈન જ્ઞાનમંદિર, વડોદરા; (૪) શેઠ આણંદજી કલ્યાણજીનો ભંડાર, લીંબડી; (૫) ફોફલિયાવાડાનો સંઘનો ભંડાર, પાટણ; (૬) સ્વ. શ્રીઅમરવિજયજી શાસ્ત્રસંગ્રહ, સિનોર; (૭–૮) લુહારની પોળના જૈન ઉપાશ્રયનો ભંડાર, અમદાવાદ; (૯) પન્યાસજી શ્રી પ્રીતિવિજયજીશાસ્ત્રસંગ્રહ, અમદાવાદ.

'અદ્ભુતપદ્માવતીકલ્પ'ની પ્રત પ્રવર્તકજી કાંતિવિજયજીના પ્રશિષ્ય શ્રી જશવિજયજીના સંગ્રહની, 'પદ્માવતીવ્રતોદ્યાપન'ની પ્રત આચાર્ય મહારાજ શ્રી વિજયનીતિસૂરિશ્વરજીના સંગ્રહની, 'પદ્માવતીસહસ્રનામ'ની પ્રત પાટણના વાડીપાર્શ્વનાથના ભંડારની, શ્રી જિનદત્તસૂરિ કૃત 'ચક્રેશ્વરીસ્તુતિ'ની પ્રત સ્વર્ગસ્થ શ્રી હિમાંશુવિજયજીના સંગ્રહની, અને બાકીની વડોદરાના શ્રી આત્મારામ જૈન જ્ઞાનમંદિર, સ્વ. ગુરુદેવ શ્રી અમરવિજયજીશાસ્ત્રસંગ્રહ તથા પાટણ બિરાજતા પ્રવર્તકજી શ્રી કાંતિવિજયજીના સંગ્રહની પ્રતોનો ઉપયોગ પ્રસ્તુત ગ્રંથમાં કરવામાં આવ્યો છે, જે પ્રતો આપવા માટે તે તે સંગ્રહોના કાર્યવાહકોનો હું આભાર માનું છું.

આ ગ્રંથમાં છાપવામાં આવેલાં આઠ ત્રિરંગી ચિત્રો પૈકીના દેવી પદ્માવતીના એક ચિત્ર સિવાયનાં સાત ચિત્રોના બ્લૉકો શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડના વહીવટકર્તા શ્રીયુત જીવણચંદ સાકરચંદ ઝવેરી તરફથી મને મળ્યા છે તે માટે તેઓશ્રીનો તથા સંસ્થાના બીજા કાર્યવાહકોનો પણ આભાર માનું છું. વળી ગ્રન્થમાં છપાવેલાં બધાં યે યંત્રો તથા ચિત્રોની આકૃતિઓ વયોવૃદ્ધ ગુરુદેવ શ્રી જયસિંહસૂરીશ્વરજીએ પોતાની પાંસઠ વર્ષની ઉમરે પોતાના જ હાથે ચીતરીને આપવા માટે તથા મુદ્રાઓની સમજુતી અને 'ભૈરવપદ્માવતીકલ્પ'ના ગુજરાતી ભાષાંતરમાં આવતા તાંત્રિક શબ્દોની સમજુતી મને આપવા માટે હું તેઓશ્રીનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

વળી પ્રસ્તુત ગ્રન્થ સ્વર્ગસ્થ નામધેય પ્રાતઃસ્મરણીય શ્રી મોહનલાલજી મહારાજને તેટલા જ માટે સમર્પિત કરવામાં આવેલો છે કે મારા જાણવા પ્રમાણે વિદ્યમાન સંવેગી સાધુઓમાં તેઓશ્રી મન્ત્રશાસ્ત્રની બધી બાબતોના છેલ્લા જ જાણકાર હતા અને પ્રસ્તુત ગ્રન્થમાં જોઇતી માહિતી અને સમજુતી આપનાર પૂજ્ય શ્રી જયસિંહસૂરીશ્વરજીના તેઓ દાદાગુરુ થાય, તથા આ બધી બાબતોની સમજુતી પણ તેઓશ્રી પાસેથી ગુરુપરંપરાએ તેઓશ્રીને પ્રાપ્ત થએલી છે.

આ પુસ્તકના ટાઇટલનું, બ્લૉકોનું, મૂળ સંસ્કૃત મૅટરનું, તથા બ્લૉકો છાપવાનું કામકાજ સુંદર રીતે કરી આપવા માટે 'કુમાર પ્રિન્ટરી'ના સંચાલક શ્રી બચુભાઈ રાવતનો, પરિશિષ્ટો તથા ગુજરાતી ભાષાંતરનું છાપકામ કરી આપવા માટે 'શારદા મુદ્રણાલય'ના વ્યવસ્થાપકોનો, સંપાદનનું કામ કરી આપવા માટે પ્રો. અભ્યંકરનો, સંશોધનાદિ કાર્યમાં સહાય આપવા માટે વિદ્વદ્વર્ય મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી તથા શ્રી ચતુરવિજયજીનો, મન્ત્રો તથા ચિત્રો માટે આચાર્ય મહારાજ શ્રી જયસિંહસૂરીશ્વરજીનો તથા અગાઉથી ગ્રાહક તરીકે નામ નોંધાવી ઉત્તેજન આપનાર પૂજ્ય મુનિમહારાજો તથા સદ્‌ગૃહસ્થોનો અત્રે આભાર માનું છું.

ભાદરવા સુદી પંચમી (મહામાંગલ્ય પંચમી) વિ. સં. ૧૯૯૩ — **સારાભાઇ મણિલાલ નવાબ**

**વડોદરા :** નવી પત્થર ચાલ

# વિષયાનુક્રમ

## ગ્રન્થભાગ



## પરિશિષ્ટ

**ભાષાંતર**

# ચિત્રાનુક્રમ

॥ ॐ ह्रीँ श्रीँ पार्श्वनाथाय नमः ॥

कविशेखरश्रीमल्लिषेणसूरिविरचितः

# भैरवपद्मावतीकल्पः ।

श्रीबन्धुषेणप्रणीतविवरणोपेतः ।

## प्रथमो मन्त्रिलक्षणाधिकारः

---

श्रीमच्चातुर्णिकायामरखचरवधूनृत्यसङ्गीतकीर्त्ति-
व्याप्ताशामण्डलं मण्डितसुरपटहाद्यष्टसत्प्रातिहार्यम् ।
नत्वा **श्रीपार्श्वनाथं** जितकमठकृतोद्दण्डघोरोपसर्गं
**पद्मावत्या** हि कल्पप्रवरविवरणं वक्ष्यते **बन्धुषेणैः** ॥

कमठोपसर्गदलनं त्रिभुवननाथं प्रणम्य पार्श्वजिनम् ।
वक्ष्येऽभीष्टफलप्रद-भैरवपद्मावतीकल्पम् ॥ १ ॥

'कमठोपसर्गदलनं' कमठेन कृतो य उपसर्गः तं दलयतीति कमठोपसर्गदलनः तं कमठोपसर्गदलनम् । पुनः कथम्भूतम्? 'त्रिभुवननाथम्' त्रिलोकाधीश्वरम् । कम्? 'पार्श्वजिनम्' श्रीपार्श्वजिनेश्वरम् । किं कृत्वा? 'प्रणम्य' प्रकर्षेण नमस्कृत्य, 'वक्ष्ये' प्रतिपादयिष्ये । कम्? 'भैरवपद्मावतीकल्पम्' भैरवी चासौ पद्मावती च भैरवपद्मावती, तस्याः कल्पः भैरवपद्मावतीकल्पः, तं भैरवपद्मावतीकल्पम् । कथम्भूतम्? 'अभीष्टफलप्रदम्' अभिलषितं फलं प्रददातीति अभीष्टफलप्रदः तं अभीष्टफलप्रदं वक्ष्ये इति सम्बन्धः ॥ १ ॥

पाशफलवरदगजवशकरणकरा पद्मविष्टरा पद्मा ।
सा मां रक्षतु देवी [1]त्रिलोचना रक्तपुष्पाभा ॥ २ ॥

'पाशफलवरदगजवशकरणकरा' पाशश्च फलं च वरदश्च गजवशकरणं च पाशफलवरदगजवशकरणानि, तानि वामोर्ध्वकरादिक्रमेण विद्यन्ते यस्याः सा पाशफलवरदगजवशकरणकरा । पुनः कथम्भूता? 'पद्मविष्टरा' पद्ममेव विष्टरं-आसनं यस्याः सा पद्मविष्टरा । पुनः कथम्भूता? 'त्रिलोचना' त्रीणि लोचनानि विद्यन्ते यस्याः सा त्रिलोचना । पुनः कथम्भूता? 'रक्तपुष्पाभा' रक्तपुष्पवद् आभा-दीप्तिर्यस्याः सा रक्तपुष्पाभा । का सा? 'पद्मा' पद्मावती नाम । 'देवी' देवता । 'मां' ग्रन्थकर्तारं **श्रीमल्लिषेणाचार्यं** 'रक्षतु' पातु ॥ २ ॥

तोतला त्वरिता नित्या त्रिपुरा कामसाधिनी ।
देव्या नामानि पद्मायास्तथा त्रिपुरभैरवी ॥ ३ ॥

तोतलादीनि त्रिपुरभैरवीपर्यन्तानि पद्मावतीदेव्याः पर्यायनामानि भवन्ति-जायन्ते ॥ ३ ॥

---

१ 'रक्ताभा लोचनत्रितया' इति ख पाठः

आदौ साधकलक्षणं सुसकलीं देव्यर्चनायाः क्रमं
पश्चाद् द्वादशयन्त्रभेदकथनं स्तम्भोऽङ्गनाकर्षणम् ।
यन्त्रं वश्यकरं निमित्तमपरं वश्यौषधं गारुडं
वक्ष्येऽहं क्रमशो यथा निगदिताः कल्पेऽधिकारास्तथा ॥ ४ ॥

ग्रन्थस्यादौ 'साधकलक्षणं' मन्त्रसाधकानां लक्षणम् । 'सुसकलीम्' सम्यक्सकलीकरणक्रियाम् । 'देव्यर्चनायाः क्रमम्' देव्याराधनविधानम् । 'पश्चात्' देव्याराधनविधानानन्तरम् । 'द्वादशयन्त्रभेदकथनम्' द्वादशप्रकारयन्त्राणां भेदव्याख्यानम् । 'स्तम्भम्' क्रोधादिस्तम्भनयन्त्राधिकारम् । ['अङ्गनाकर्षणं' स्त्र्याकर्षणाधिकारम् । 'यन्त्रं वश्यकरं' वशीकरणयन्त्रनिरूपणाधिकारम् ।] 'निमित्तम्' दर्पणादिनिमित्ताधिकारम् । 'अपरं' अन्यत् । 'वश्यौषधं' स्त्र्यादिवश्यौषधाधिकारम् । 'गारुडं' गारुडाधिकारम् । 'कल्पेऽधिकाराः' अस्मिन् कल्पे अधिकाराः 'यथा' येन प्रकारेण 'निगदिताः' प्रतिपादिताः 'तथा' तेन प्रकारेण 'अहं' **श्रीमल्लिषेणाचार्यः** 'क्रमशः' यथापरिपाट्या 'वक्ष्ये' प्रतिपादयिष्ये ॥ ४ ॥

इति दशविधाधिकारैर्ललितार्याश्लोकगीतिसद्वृत्तैः ।
विरचयति मल्लिषेणः कल्पं पद्मावतीदेव्याः ॥ ५ ॥

'इति दशविधाधिकारैः' इति—एवं प्राक्कथितदशप्रकाराधिकारैः। कथम्भूतैः ? 'ललितार्याश्लोकगीतिसद्वृत्तैः' ललिता च सा आर्या च ललितार्या, श्लोकः—द्वात्रिंशदक्षरनिबद्धः, गीतीति उपगीतिः, सद्वृत्तैः—षड्विंशतिजातिवृत्तैः। 'विरचयति' विशेषेण रचयति । कः कर्ता? **मल्लिषेणः** । कम्? कल्पम् । कस्याः ? 'पद्मावतीदेव्याः' भैरवपद्मावतीदेव्याः ॥ ५ ॥

निर्जितमदनाटोपः प्रशमितकोपो विमुक्तविकथालापः ।
देव्यर्चनानुरक्तो जिनपदभक्तो भवेन्मन्त्री ॥ ६ ॥

'निर्जितमदनाटोपः' निःशेषेण जितो मदनस्य आटोपो—विजृम्भणं येन असौ निर्जितमदनाटोपः । 'प्रशमितकोपः' प्रकर्षेण शमितः कोपः येनासौ प्रशमितकोपः। 'विमुक्तविकथालापः' विशेषेण मुक्तः—त्यक्तः विकथाया आलापो विकथालापः—मिथ्यालापो येनासौ विमुक्तविकथालापः। 'देव्यर्चनानुरक्तः' देवी—पद्मावती तस्या अर्चने—पूजने अनुरक्तः । 'जिनपदभक्तः' श्रीजिनेश्वरपदकमलभक्तः । असौ 'मन्त्री' मन्त्रवादी एवंगुणयुक्तो 'भवेत्' स्यात् ॥ ६ ॥

मन्त्राराधनशूरः पापविदूरो गुणेन गम्भीरः ।
मौनी महाभिमानी मन्त्री स्यादीदृशः पुरुषः ॥ ७ ॥

मन्त्रस्याराधनं मन्त्राराधनं तस्मिन् शूरः—निर्भयः असौ मन्त्राराधनशूरः । पुनः कथम्भूतः ? 'पापविदूरः' दुष्कर्मकरणविदूरः । 'गुणेन गम्भीरः' सकलगुणैः कृत्वा गम्भीरः । मौनं विद्यते यस्यासौ मौनी । 'महाभिमानी' महांश्चासौ अभिमानश्च महाभिमानः, स विद्यते यस्यासौ महाभिमानी । 'ईदृशः पुरुषः' एवंगुणविशिष्टः पुमान् । 'मन्त्री' मन्त्रवादी स्यात् ॥ ७ ॥

गुरुजनहितोपदेशो गततन्द्रो निद्रया परित्यक्तः ।
परिमितभोजनशीलः स स्यादाराधको देव्याः ॥ ८ ॥

'गुरुजनहितोपदेशः' गुरुजनेभ्यः सकाशाद् हितः—आहितः उपदेशो येन असौ गुरुजनहितोपदेशः। 'गततन्द्रः' निरालस्यः। 'निद्रया परित्यक्तः' अतिनिद्रया रहितः। 'परिमितभोजनशीलः' परिमितं भोजनं शीलं यस्य असौ परिमितभोजनशीलः। 'सः' एवंगुणविशिष्टः पुरुषः। 'देव्याः' पद्मावत्याः। 'आराधकः' साधकः। 'स्यात्' भवेत्॥८॥

निर्जितविषयकषायो धर्मामृतजनितहर्षगतकायः ।
गुरुतरगुणसम्पूर्णः स भवेदाराधको देव्याः ॥ ९ ॥

'निर्जितविषयकषायः' विषयाः पञ्चेन्द्रियजादयः, कषायाः क्रोधादयः, विषयाश्च कषायाश्च विषयकषायाः निर्जिता विषयकषाया येन असौ निर्जितविषयकषायः। पुनः कथम्भूतः? 'धर्मामृतजनितहर्षगतकायः' धर्म एवामृतं धर्मामृतं, तेन जनितो हर्षः धर्मामृतजनितहर्षः, धर्मामृतजनितहर्षे गतः—प्राप्तः कायः—शरीरं यस्यासौ धर्मामृतजनितहर्षगतकायः। 'गुरुतरगुणसम्पूर्णः' विशिष्टतरगुणैः सम्पूर्णः। 'स भवेदाराधको देव्याः' स एवंगुणविशिष्टः पुरुषः देव्याः—पद्मावत्या आराधको भवेत्—स्यात् ॥ ९ ॥

शुचिः प्रसन्नो गुरुदेवभक्तो दृढव्रतः सत्यदयासमेतः ।
दक्षः पटुर्बीजपदावधारी मन्त्री भवेदीदृश एव लोके ॥ १० ॥

'शुचिः' बाह्याभ्यन्तरशुचिः। 'प्रसन्नः' सौम्यचित्तः। 'गुरुदेवभक्तः' गुरुदेवेषु भक्तः। 'दृढव्रतः' गृहीतव्रतेष्वतिदृढः। 'सत्यदयासमेतः' अनृतवाक्यदयासमेतः। 'दक्षः' अतिचतुरः। 'पटुः' मेधावी। 'बीजपदावधारी' बीजाक्षरपदावधारणं विद्यते यस्यासौ बीजपदावधारी। 'ईदृशः' एवंविध एव पुरुषः। 'लोके' लोकमध्ये। 'मन्त्री' मन्त्रवादी 'भवेत्' स्यात् ॥ १० ॥

एते गुणा यस्य न सन्ति पुंसः क्वचित् कदाचिन्न भवेत् स मन्त्री ।
करोति चेद्दर्पवशात् स जाप्यं प्राप्नोत्यनर्थं फणिशेखरायाः ॥ ११ ॥

'एते गुणा यस्य न सन्ति पुंसः' यस्य पुरुषस्य एते गुणा न सन्ति—न विद्यन्ते। 'क्वचित्' यत्र क्वापि प्रदेशे। 'कदाचित्' कस्मिंश्चित् काले। 'सः' एवंविशिष्टः पुमान्। 'मन्त्री' मन्त्रवादी। 'न भवेत्' न स्यात्। 'सः' पुरुषः। 'दर्पवशात्' उद्धतवृत्त्या। 'जाप्यं' मन्त्रजाप्यं। 'करोति चेत्' यदि करोति। 'प्राप्नोत्यनर्थं फणिशेखरायाः' पद्मावतीदेव्याः सकाशाद् अनर्थं प्राप्नोति—आपद्यते ॥ ११ ॥

इत्युभयभाषाकविशेखरश्रीमल्लिषेणसूरिविरचिते भैरवपद्मावतीकल्पे
मन्त्रिलक्षणाधिकारः प्रथमः ॥ १ ॥

'इति' एवं 'श्रीमल्लिषेणसूरिविरचिते' श्रिया उपलक्षितो मल्लिषेणः श्रीमल्लिषेणः स चासौ सूरिश्च श्रीमल्लिषेणसूरिः तेन विरचितः—कथितः तस्मिन् श्रीमल्लिषेणसूरिविरचिते। क्व? भैरवपद्मावतीकल्पे' भैरवपद्मावतीदेव्याः मन्त्रकल्पे मन्त्रिलक्षणाधिकारः प्रथमः ॥ १ ॥

## द्वितीयः सकलीकरणपरिच्छेदः

स्नात्वा पूर्वं मन्त्री प्रक्षालितरक्तवस्त्रपरिधानः ।
सम्मार्जितप्रदेशे स्थित्वा सकलीक्रियां कुर्यात् ॥ १ ॥

'स्नात्वा' स्नानं कृत्वा। 'पूर्वं' प्राक्। 'मन्त्री' मन्त्रवादी। 'प्रक्षालितरक्तवस्त्रपरिधानः' धौतलोहितवस्त्र-परिधानः। 'सम्मार्जितप्रदेशे' गोमयलिप्तप्रदेशे। 'स्थित्वा' उषित्वा। 'सकलीक्रियां' आत्मरक्षाविधानं कुर्यात् ॥ १ ॥

ह्राँ वामकराङ्गुष्ठे तर्जन्यां ह्रीँ च मध्यमायां ह्रूँ ।
ह्रौँ पुनरनामिकायां कनिष्ठिकायां च ह्रः सुस्यात् ॥ २ ॥

'ह्राँ वामकराङ्गुष्ठे' वामकराङ्गुष्ठाग्रे ह्रामिति बीजं विन्यसेत्। 'तर्जन्यां ह्रीँ' तर्जन्यङ्गुल्यग्रे ह्रीमिति बीजम्। 'मध्यमायां ह्रूँ' मध्यमाङ्गुल्यग्रे ह्रूमिति बीजम्। 'ह्रौँ पुनरनामिकायाम्' पुनः—पश्चाद् अनामिकाङ्गुल्यग्रे ह्रौमिति बीजम्। 'कनिष्ठिकायां च ह्रः' कनिष्ठिकाङ्गुल्यग्रे ह्रः इति बीजम्, चः समुच्चये। एवं यथानुक्रमेण पञ्चशून्य-बीजस्थापना स्यात्—भवेत्। ह्राँ ह्रीँ ह्रूँ ह्रौँ ह्रः अङ्गुल्यग्रेषु न्यासाक्षराणि ॥ २ ॥

पञ्चनमस्कारपदैः प्रत्येकं प्रणवपूर्वहोमान्त्यैः ।
पूर्वोक्तपञ्चशून्यैः परमेष्ठिपदाग्रविन्यस्तैः ॥ ३ ॥
शीर्षं वदनं हृदयं नाभिं पादौ च रक्ष रक्षेति ।
कुर्यादेतैर्मन्त्री प्रतिदिवसं स्वाङ्गविन्यासम् ॥ ४ ॥ कुलकम् ॥

'पञ्चनमस्कारपदैः' अर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधूनां नमस्कारपूर्वं पञ्चपदैः। कथम्भूतैः? 'प्रत्येकं प्रणव-पूर्वहोमान्त्यैः' पृथक् पृथग् ॐकारपूर्वस्वाहाशब्दान्तैः। कथम्भूतैः? 'परमेष्ठिपदाग्रविन्यस्तैः' पञ्चपरमेष्ठिनां पदाग्रे यथानुक्रमेण विशेषेण न्यस्तैः [कैः 'पूर्वोक्तपञ्चशून्यैः' पूर्वोक्तैः ह्राँ ह्रीँ ह्रूँ ह्रौँ ह्रः इतिरूपैः पञ्चभिः शून्यैः—हकारैः] ॥ ३ ॥

'शीर्षं' मस्तकम्। 'वदनं' आस्यम्। 'हृदयं' हृत्स्थानम्। 'नाभिं' नाभिस्थानम्। 'पादौ' चरणद्वयम्। 'चः' समुच्चये। 'रक्ष रक्ष इति' पदद्वयं। अनेन प्रकारेण 'एतैः' कथितमन्त्रैः। 'मन्त्री' मन्त्रवादी। 'प्रतिदिवसं' दिनं दिनं प्रति। 'स्वाङ्गविन्यासं' स्वकीयाङ्गन्यासम्। 'कुर्यात्' करोतु ॥ ४ ॥

ॐ नमो अरिहंताणं ह्राँ शीर्षं रक्ष रक्ष स्वाहा। ॐ नमो सिद्धाणं ह्रीँ वदनं रक्ष रक्ष स्वाहा। ॐ नमो आयरियाणं ह्रूँ हृदयं रक्ष रक्ष स्वाहा। ॐ नमो उवज्झायाणं ह्रौँ नाभिं रक्ष रक्ष स्वाहा। ॐ नमो लोए सव्वसाहूणं ह्रः पादौ रक्ष रक्ष स्वाहा ॥ इत्यङ्गन्यासक्रमः ॥

द्विचतुःषष्ठचतुर्दशकलाभिरन्त्यस्वरेण बिन्दुयुतैः[2] ।
कूटैर्दिग्विन्यस्तैर्दिशासु दिग्बन्धनं कुर्यात् ॥ ५ ॥

---

१ 'कारः' इति ख पाठ. २ ''युतः'' इति ख पाठः

'द्विचतु.षष्ठचतुर्दशकलाभिः' द्विकलः–आकारः, चतुःकलः–ईकारः, षष्ठकलः–ऊकारः, चतुर्दशकलः–औकारः, एभिः द्विचतुःषष्ठचतुर्दशकलादिभिः स्वरैः। कथम्भूतैः? 'अन्त्यस्वरेण बिन्दुयुतैः' अन्त्यस्वरः—अंकारः तेन अन्त्यस्वरेण बिन्दुः–अनुस्वारः तेन युतैः। कैः? कूटैः–क्षकारैः। कथम्भूतैः? 'दिग्विन्यस्तैः' दिशि न्यस्तैः। कासु? दिशासु। 'दिग्बन्धनं कुर्यात्' दिशां बन्धनं कुर्यात्। उद्धारः—क्षां क्षीं क्षूं क्षौं क्षः ॥ ५॥

हेममयं प्राकारं चतुरस्रं चिन्तयेत् समुत्तुङ्गम्।
विंशतिहस्तं मन्त्री सर्वस्वरसंयुतैः शून्यैः ॥ ६॥

'हेममयं' स्वर्णमयम्। कम्? 'प्राकारं' दुर्गम्। कथम्भूतम्? 'चतुरस्रम्' चतुःकोणम्। पुनः कथम्भूतम्? 'समुत्तुङ्गम्' सम्यग् उन्नतम्। पुनः किंविशिष्टम्? 'विंशतिहस्तं' विंशतिहस्तप्रमाणम्। 'सर्वस्वरसंयुतैः शून्यैः' हकारैः। 'मन्त्री' मन्त्रवादी। 'चिन्तयेत्' एवंगुणविशिष्टं प्राकारं ध्यायेत्–ध्यानं कुर्यात् ॥ ६॥

सर्वस्वरसम्पूर्णैः कूटैरपि खातिकाकृतिं ध्यायेत्।
निर्मलजलपरिपूर्णामतिभीषणजलचराकीर्णाम् ॥ ७॥

'सर्वस्वरसम्पूर्णैः'। कैः? 'कूटैः' क्षकारैः। 'अपि' निश्चये। 'खातिकाकृति' परिखाकारम्। 'ध्यायेत्' ध्यानं कुर्यात्। कथम्भूताम्? 'निर्मलजलपरिपूर्णाम्'। पुनः कथम्भूताम्? 'अतिभीषणजलचराकीर्णाम्' अतिभयानक-मत्स्यमकरनक्रकच्छपादिजलचरपरिपूर्णाम् ॥ ७॥

ज्वलदोङ्काररकारज्वालादग्धं स्वमग्निपुरसंस्थम्।
ध्यात्वाऽमृतमन्त्रेण स्नानं पश्चात् करोत्वमुना ॥ ८॥

'ज्वलदोङ्काररकार०' जाज्वल्यमान ॐकारः, रकाराक्षराणि, तेषां ज्वालाभिर्दग्धः तं ज्वलदोङ्काररकार-ज्वालादग्धम्। कम्? 'स्वम्' आत्मानम्। कथम्भूतम्? 'अग्निपुरसंस्थम्' अग्निमण्डलमध्यस्थम्। 'ध्यात्वा' ध्यानं कृत्वा। 'पश्चात्' ध्यानानन्तरम्। 'अमुना' अनेन। 'अमृतमन्त्रेण' वक्ष्यमाणमन्त्रेण। 'स्नानम्' मन्त्रस्नानम्। 'करोतु' कुर्यात् ॥ ८॥

मन्त्रः—ॐ [1]अमृते! अमृतोद्भवे! अमृतवर्षिणि! [2]अमृतं स्रावय स्रावय सं सं क्लीं क्लीं ह्रूँ ह्रूँ ह्राँ ह्राँ ह्रीं ह्रीं द्रावय द्रावय ह्रीं स्वाहा॥ अमृतमन्त्रोऽयम्॥

निजोत्तमाङ्गामरभूधराग्रे संस्नापितः पार्श्वजिनेन्द्रचन्द्रः।
क्षीराब्धिदुग्धेन सुरेन्द्रवृन्दैः स्वं चिन्तयेत् तज्जलशुद्ध[3]गात्रम् ॥ ९॥

'निजोत्तमाङ्गामरभूधराग्रे' स्वकीयोत्तमाङ्गमेव अमरभूधरः–मेरुः तस्याग्रं–शिखरं तस्मिन् निजोत्तमाङ्गामर-भूधराग्रे। 'संस्नापितः' सम्यक् स्नापितः। कः? 'जिनेन्द्रचन्द्रः पार्श्वः'। केन? 'क्षीराब्धिदुग्धेन' क्षीरसमुद्रदुग्धेन। कैः? 'सुरेन्द्रवृन्दैः' देवेन्द्रवृन्दैः। 'स्वं चिन्तयेत्'–आत्मानं ध्यायेत्। 'तज्जलशुद्धगात्रम्' तत्स्नानोदकेन शुद्धं शरीरं यथा भवति ॥ ९॥

---

१ "ब्लूँ ब्लूँ" इति ख पाठः। २ ज्वी क्ष्वी हं सः इति ख पाठः। ३ "धौतः" इति ख पाठः

भूतग्रह[1]शाकिन्यो ध्यानेनानेन नोपसर्पन्ति।
अपहरति पूर्वसञ्चितमपि दुरितं त्वरितमेवेह ॥ १० ॥

'भूतग्रहशाकिन्यः' भूतानि च ग्रहाश्च शाकिन्यश्च भूतग्रहशाकिन्यः। 'ध्यानेनानेन' अनेन कथितध्यानेन। 'नोपसर्पन्ति' उपसर्पणं कर्तुं न शक्नुवन्ति। 'पूर्वसञ्चितमपि' प्राग्जन्मोपार्जितमपि। किं तत्? 'दुरितम्' दुःकर्म। 'त्वरितमेव' शीघ्रमेव। 'अपहरति' नाशयति ॥ १० ॥

पर्यङ्कासनसंस्थः समीपतरवर्तिपूजनद्रव्यः।
दिग्वनितानां तिलकं स्वस्य च कुर्यात् सुचन्दनतः ॥ ११ ॥

'पर्यङ्कासनसंस्थः' पल्यङ्कासने संस्थः। 'समीपतरवर्तिपूजनद्रव्यः' स्वपार्श्वस्थापिताष्टविधपूजोपकरणद्रव्यः। 'दिग्वनितानां तिलकं' पूर्वाद्यष्टदिग्वधूनां तिलकं–विशेषकम्। 'स्वस्य च' आत्मनश्चापि। 'सुचन्दनतः' शोभनेन चन्दनेना तिलकं 'कुर्यात्' करोतु ॥ ११ ॥

पन्नगाधिपशेखरां विपुलारुणाम्बुजविष्टरां
कुर्कुटोरगवाहनामरुणप्रभां कमलाननाम्।
त्र्यम्बकां वरदाङ्कुशायतपाशदिव्यफलाङ्कितां
चिन्तयेत् कमलावतीं जपतां सतां फलदायिनीम् ॥ १२ ॥

'पन्नगाधिपशेखरां' पन्नगानां अधिपः पन्नगाधिपः–धरणेन्द्रः शेखरे–मुकुटाग्रे विद्यते यस्याः सा पन्नगाधिपशेखरा, ताम्। किंविशिष्टाम्? 'विपुलारुणाम्बुजविष्टराम्' विपुलं–विस्तीर्णं अरुणाम्बुजमेव विष्टरं–आसनं यस्याः सा विपुलारुणाम्बुजविष्टरा ताम्। पुनः किंविशिष्टाम्? 'कुर्कुटोरगवाहनाम्' कुर्कुटसर्पवाहनाम्। पुनः किंविशिष्टाम्? 'अरुणप्रभां' सिन्दूरवत् प्रभा–दीप्तिर्विद्यते यस्याः सा ताम्। पुनः किंविशिष्टाम्? 'कमलाननाम्' कमलवद् आननं मुखं यस्याः सा कमलाननां ताम्। 'त्र्यम्बकाम्' त्रीणि अम्बकानि–लोचनानि विद्यन्ते यस्याः सा त्र्यम्बका ताम्। पुनः किंविशिष्टाम्? 'वरदाङ्कुशायतपाशदिव्यफलाङ्किताम्' वरदश्च अङ्कुशश्च आयतपाशश्च दिव्यफलं च वरदाङ्कुशायतपाशदिव्यफलानि तैः अङ्किताः–चिह्निताः करा यस्याः सा वरदाङ्कुशायतपाशदिव्यफलाङ्किता ताम्। 'चिन्तयेत्' ध्यानं कुर्यात्। काम्? 'कमलावतीम्' पद्मावतीम्। किंविशिष्टाम्? 'जपतां' जाप्यं कुर्वतां 'सतां' सत्पुरुषाणां 'फलदायिनीं' फलं ददातीति तां फलदायिनीम् ॥ १२ ॥

परिज्ञायांशकं पूर्वं साध्यसाधकयोरपि।
मन्त्रं निवेदयेत् प्राज्ञो व्यर्थं तत्फलमन्यथा ॥ १३ ॥

'परिज्ञाय' सम्यग् ज्ञात्वा। किम्? 'अंशकं' मात्रांशकम्। 'पूर्वं' प्राक्। कयोः? 'साध्यसाधकयोः' साध्यः–मन्त्रः, साधकः–मन्त्री तयोः साध्यसाधकयोः। 'अपि' निश्चयेन। 'मन्त्रं निवेदयेत्' मन्त्रोपदेशं कुर्यात्।

---

१ "उरग" इति ख पाठः

'प्राज्ञो' धीमान्। 'अन्यथा' अंशकज्ञानाभावे। 'तत्फलं' तस्य मन्त्रस्य फलम्। 'व्यर्थं' निरर्थकं भवेत्॥ १३॥

साध्यसाधकयोर्नामानुस्वारव्यञ्जनस्वरम्।
पृथक् कृत्वा क्रमात् स्थाप्यमूर्ध्वाधःप्रविभागतः॥ १४॥

'साध्यसाधकयोर्नाम' साध्यो—मन्त्रः साधको—मन्त्री तयोर्नाम। 'अनुस्वारं,' 'व्यञ्जनं' ककारादिवर्णान् 'स्वरं' अकारादिस्वरान्। 'पृथक् कृत्वा' पृथग् विश्लेष्य। 'क्रमात् स्थाप्यम्' साध्यसाधकपरिपाट्या संस्थाप्यम्। कथम्? 'ऊर्ध्वाधःप्रविभागतः' साध्यनाम ऊर्ध्वतः साधकनाम अधः कृत्वा अनेन प्रविभागक्रमेण स्थापयेत्॥ १४॥

साध्यनामाक्षरं गण्यं साधकाह्वयवर्णतः।
नपुंसकं परित्यज्य कुर्यात् तद् वेदभाजितम्॥ १५॥

['साध्यनामाक्षरं' साध्यनामवर्णान्। 'साधकाह्वयवर्णतः' साधकनामाक्षरेभ्यः। 'गण्यं' गणयेत्।] किं कृत्वा? 'नपुंसकं' 'परित्यज्य' ऋ ॠ ऌ ॡ इति नपुंसकानि परित्यज्य। 'तद् वेदभाजितं' तत्—साध्यसाधकयोरनुस्वारव्यञ्जनगण्यमानराशिं वेदभाजितं—चतुर्भाजितं कुर्यात्॥ १५॥

आयो भागोद्धरितं तं चाद्यं स्थापयेत् क्रमाद् धीमान्।
एकद्वित्रिचतुर्वर्णान् सिद्धं साध्यं सुसिद्धमरिः॥ १६॥

'आयो भागोद्धरितं' प्रकृतसाध्यसाधकराशौ चतुर्भिर्भागे हृते यद् उद्धरितं स आयः। 'तं च' उद्धरितं आयं च। 'आद्यं स्थापयेत्' विश्लेषितसाध्यमात्रानुस्वारव्यञ्जनपङ्क्तौ आदौ स्थापयेत्। कथम्? 'क्रमात्' पङ्क्तौ यथानुक्रमेण। कः? धीमान्। 'एकद्वित्रिचतुर्वर्णान् सिद्धं साध्यं सुसिद्धं अरिः' एक उद्धरिते सिद्धम्, द्विरुद्धरिते साध्यम्, त्रिरुद्धरिते सुसिद्धम्, चतुरुद्धरिते शत्रुः इत्येवं ज्ञातव्यम्॥ १६॥

सिद्धसुसिद्धं ग्राह्यं साध्यं शत्रुं च वर्जयेद् [1]धीमान्।
सिद्धसुसिद्धे [2]फलदे विफलं साध्ये [3]रिपौ वाऽऽये॥ १७॥

'सिद्धसुसिद्धं ग्राह्यं' चतुरायमध्ये सिद्धसुसिद्धं इत्यायद्वयं ग्राह्यम्। 'साध्यं शत्रुं च वर्जयेत्' तदायमध्ये साध्यं शत्रुं च इत्यायद्वयं वर्जयेत्। कः? 'धीमान्' बुद्धिमान्। 'सिद्धसुसिद्धं फलदे' सिद्धसुसिद्धं इत्यायद्वये सफले मन्त्रस्य फलं भवति। 'विफलं साध्ये रिपौ वाऽऽये' साध्ये रिपौ वा आयद्वये मन्त्रं विफलं स्यात्॥ १७॥

फलदं कतिपयदिवसैः सिद्धं चेत् साध्यमपि दिनैर्बहुभिः।
झटिति फलदं सुसिद्धं प्राणार्थविनाशनः शत्रुः॥ १८॥

---

१. प्राज्ञः इति ख पाठः २. सफले इति ख पाठः ३. रिपोरपि इति ख पाठः

'सिद्धं चेत्' सिद्धं मन्त्रं चेत्। 'कतिपयदिवसैः' कियद्भिर्वासरैः। 'फलदं' फलदायकं भवति। 'साध्यमपि दिनैर्बहुभिः' अपि'–पश्चात् साध्यं मन्त्रं बहुभिर्दिनैः फलदं भवति। 'झटिति फलदं सुसिद्धं' सुसिद्धं मन्त्रं झटिति शीघ्रं फलदायकं भवति। 'प्राणार्थविनाशनः शत्रुः' शत्रुर्मन्त्रं प्राणार्थविनाशकरो भवति ॥ १८ ॥

आदावन्ते शत्रुर्यदि भवति तदा परित्यजेन्मन्त्रम्।
स्थानत्रितये शत्रुर्मृत्युः स्यात् कार्यहानिर्वा ॥ १९ ॥

'आदावन्ते शत्रुर्यदि भवति' मन्त्रस्यादौ मन्त्रान्ते यदि शत्रुर्भवति 'तदा परित्यजेन्मन्त्रम्' मन्त्रं परिवर्जयेत्। 'स्थानत्रितये शत्रुर्मृत्युः स्यात्' आदिमध्यावसाने यदि शत्रुर्भवति मन्त्रस्य तदा मृत्युर्भवति 'कार्यहानिर्वा' कार्यनाशो वा भवति ॥ १९ ॥

शत्रूर्भवति यदाऽऽदौ मध्ये सिद्धं तदन्तगं साध्यम्।
कष्टेन भवति महता स्वल्पफलं चेति कथनीयम् ॥ २० ॥

'शत्रुः' इत्यादि। यदा आयगणने प्रथमतः शत्रुर्भवति, मन्त्रस्य मध्ये सिद्धं भवति। 'तदन्तगं साध्यं' मन्त्रस्यान्तगं साध्यं चेत्। 'कष्टेन भवति महता' महता–अत्यन्तक्लेशेन जायते स्वल्पफलम्। चः समुच्चये। 'इति' अनेन प्रकारेण कथनीयम् ॥ २० ॥

अन्ते यदि भवति रिपुः प्रथमे मध्ये च सिद्धयुगपतनम्।
कार्यं यदादिजातं तन्नश्यति सर्वमेवान्ते ॥ २१ ॥

'अन्ते यदि भवति रिपुः' मन्त्रस्यान्ते यदि शत्रुर्भवति। 'प्रथमे मध्ये च सिद्धयुगपतनम्' मन्त्रादौ मन्त्रमध्ये च सिद्धयुग्मपातो यदि भवति। 'कार्यं यदादिजातं' एवंविधमन्त्रे यत् पूर्वं जातं कार्यं अमितफलं 'तन्नश्यति सर्वमेवान्ते' तत्–कार्यं जनितफलं सर्वमेवान्ते–अवसाने नाशं प्राप्नोति ॥ २१ ॥

सिद्धं सुसिद्धमथवा रिपुणाऽन्तरितं निरीक्ष्यते यत्र।
दुःखापायप्रबलं भवतीति विवर्जयेत् कार्यम् ॥ २२ ॥

'अथवा' अन्यप्रकारेण। सिद्धं सिद्धपदम्। सुसिद्धं सुसिद्धपदम्। 'रिपुणाऽन्तरितं' शत्रुपदान्तरितं यदि 'निरीक्ष्यते यत्र' यस्मिन् मन्त्रे निरीक्ष्यते–दृश्यते तदा 'दुःखापायप्रबलं' क्लेशानर्थप्रचुरं भवति 'इति' एवं ज्ञात्वा 'विवर्जयेन्मन्त्रं' साधनकार्यं परिवर्जयेत् ॥ २२ ॥

इत्युभयभाषाकविशेखरश्रीमल्लिषेणसूरिविरचिते भैरवपद्मावतीकल्पे
सकलीकरणं नाम द्वितीयः परिच्छेदः ॥ २ ॥

दीपन-पल्लव-सम्पुट-रोध-ग्रथना-विदर्भणैः कुर्यात्।
शान्ति-द्वेष-वशीकृत-बन्ध-स्त्र्याकृष्टि-संस्तम्भम् ॥ १ ॥

'दीपन' दीपनेन शान्तिकं कुर्यात्, 'पल्लव' पल्लवेन विद्वेषणं कुर्यात्, 'सम्पुट' सम्पुटेन वश्यं कुर्यात्, 'रोधन' रोधनेन बन्धं कुर्यात्, 'ग्रथना' ग्रथनया स्त्र्याकृष्टिं कुर्यात्, 'विदर्भण' विदर्भणेन क्रोधादिस्तम्भं कुर्यात् ॥ १ ॥

अथ दीपनादीनां व्याख्या—

आदौ नामनिवेशो दीपनमन्ते च पल्लवो ज्ञेयः।
तन्मध्यगतं सम्पुटमथादिमध्यान्तगो रोधः ॥ २ ॥
ग्रथनं वर्णान्तरितं द्व्यक्षरमध्यस्थितो विदर्भः स्यात्।
षट्कर्मकरणमेतज् ज्ञात्वाऽनुष्ठानमाचरेन्मन्त्री ॥ ३ ॥

'आदौ नामनिवेशो दीपनम्' मन्त्रस्यादौ यन्नामनिवेशनं तद् दीपनं स्यात्। 'अन्ते च पल्लवो ज्ञेयः' मन्त्रस्यान्ते यन्नामनिवेशनं स पल्लवो 'ज्ञेयः' ज्ञातव्यः। 'तन्मध्यगतं सम्पुटं' तन्मन्त्रमध्ये निवेशितं नाम सम्पुटमिति स्यात्। 'अथादिमध्यान्तगो रोधः' अथ–पश्चात् मन्त्रस्यादौ मध्ये अन्ते च यन्नामनिवेशनं स रोधः स्यात्। 'ग्रथनं वर्णान्तरितम्' मन्त्रस्याक्षरमेकं नामाक्षरमेकं एवं वर्णग्रथनं तद् ग्रथनमिति स्यात्। 'द्व्यक्षरमध्यस्थितो विदर्भः स्यात्' मन्त्रस्याक्षरद्वयं प्रति पश्चाद् यन्नामनिवेशः स विदर्भः स्यात्। 'षट्कर्मकरणमेतत्' एतच्च शान्त्यादिषट्कर्मक्रियाविधानं 'ज्ञात्वा' बुद्ध्वा अनुष्ठानं मन्त्रवादी आचरेत् ॥ २ ॥ ३ ॥

दिक्कालमुद्रासनपल्लवानां भेदं परिज्ञाय जपेत् स मन्त्री।
न चान्यथा सिध्यति तस्य मन्त्रं कुर्वन् सदा तिष्ठतु जाप्यहोमम् ॥ ४ ॥

'दिक्काल०' इत्यादि। दिक् च कालश्च मुद्रा च आसनं च पल्लवश्च दिक्कालमुद्रासनपल्लवाः तेषां दिक्कालमुद्रासनपल्लवानां, 'भेदं' विवरणं, 'परिज्ञाय' सम्यग् ज्ञात्वा, सः 'मन्त्री' मन्त्रवादी जपेत् 'जापं' कुर्यात्। 'न चान्यथा सिध्यति तस्य मन्त्रम्' अन्यथा–दिक्कालादिभेदपरिज्ञानाभावे तस्य–मन्त्रिणः मन्त्रं 'न सिध्यति' सिद्धिं न प्राप्नोति। 'कुर्वन् सदा तिष्ठतु जाप्यहोमं' जाप्यहोमं कुर्वन् सन् सदा तिष्ठतु परं न सिध्यति। ॥ ४ ॥

वश्याकृष्टिस्तम्भननिषेधविद्वेषचलनशान्तिकं पुष्टिम्।
कुर्यात् सोमयमामरहराग्निमरुदब्धिनिर्ऋतिदिग्वदनः ॥ ५ ॥

'वश्याकृष्टिस्तम्भननिषेधविद्वेषचलनशान्तिकं पुष्टिम्' एतानि कर्माणि। 'सोमयमामरहराग्निमरुदब्धिनिर्ऋतिदिग्वदनः'। 'सोम' उत्तराभिमुखेन वश्यकर्म। 'यम' दक्षिणाभिमुखेन 'आकृष्टिः' आकर्षणकर्म। 'अमर' पूर्वाभिमुखेन स्तम्भनकर्म। 'हर' ईशानाभिमुखेन निषेधकर्म। 'अग्नि' अग्निदिङ्मुखेन विद्वेषणकर्म। 'मरुत्' वायव्यदिङ्मुखेन 'चलन' उच्चाटनकर्म। 'अब्धि' पश्चिमाभिमुखेन 'शान्तिकं' शान्तिकर्म। 'निर्ऋतिदिग्वदनः' नैर्ऋत्याभिमुखेन पौष्टिककर्म। इति दिग्वदनो भूत्वा वश्यादिकर्माणि कुर्यात् ॥ ५ ॥

पूर्वाह्णे वश्यकर्माणि मध्याह्ने प्रीतिनाशनम्।
उच्चाटनं पराह्णे च सन्ध्यायां प्रतिषेधकृत्[1] ॥ ६ ॥
शान्तिकर्मार्धरात्रे च प्रभाते पौष्टिकं तथा।
वश्यं मुक्त्वाऽन्यकर्माणि सव्यहस्तेन योजयेत् ॥ ७ ॥

'पूर्वाह्णे' इत्यादि। पूर्वाह्णकाले वसन्ततौं वश्याकृष्टिस्तम्भनकर्माणि कुर्यात्। 'मध्याह्ने प्रीतिनाशनम्' मध्याह्नकाले ग्रीष्मर्तौ विद्वेषणं कुर्यात्। 'उच्चाटनं पराह्णे' अपराह्णे वर्षर्तौ उच्चाटनं कुर्यात्। चः समुच्चये। 'सन्ध्यायां प्रतिषेधकृत्' सन्ध्याकाले शरदृतौ निषेधं कुर्यात्। 'शान्तिकर्मार्धरात्रे च' अर्धरात्रे हेमन्ततौं शान्तिकर्म कुर्यात्। चः समुच्चये। 'प्रभाते पौष्टिकं तथा' प्रभातसमये शिशिरर्तौ पौष्टिकं कर्म कुर्यात्। 'वश्यं मुक्त्वा' वश्यकर्म वर्जयित्वा। 'अन्यकर्माणि' इतराकृष्टिकर्माणि 'सव्यहस्तेन' दक्षिणहस्तेन 'योजयेत्' कुर्यात्, वश्यकर्मैव वामहस्तेन योजयेदित्यर्थः ॥ ६ ॥ ७ ॥

इति कर्मकालनिरूपणम् ॥

अङ्कुश-सरोज-बोध-प्रवाल-सच्छङ्ख-वज्रमुद्राः स्युः।
आकृष्टि-वश्य-शान्तिक-विद्वेषण-रोध-वधसमये ॥ ८ ॥

'अङ्कुश' अङ्कुशमुद्रा 'आकृष्टि' आकर्षणकर्मणि। 'सरोज' सरोजमुद्रा 'वश्य' वश्यकर्मणि। 'बोध' ज्ञानमुद्रा 'शान्तिक' शान्तिकपौष्टिकयोः। 'प्रवाल' पल्लवमुद्रा 'विद्वेषणे' फट्कर्मणि। 'सच्छङ्ख' सम्यक् शङ्खमुद्रा 'रोध' स्तम्भनकर्मणि। 'वज्र' वज्रमुद्रा 'वधसमये' प्रतिषेधसमये। इति षट्कर्मकरणे एता मुद्राः 'स्युः' भवेयुः ॥ ८ ॥

दण्डस्वस्तिकपङ्कजकुक्कुटकुलिशोच्चभद्रपीठानि।
उदयार्करक्तशशधरधूम्रहरिद्रासिता वर्णाः ॥ ९ ॥

'दण्ड' दण्डासनं आकर्षणकर्मणि। 'स्वस्तिक' स्वस्तिकासनं वश्यकर्मणि। 'पङ्कज' पङ्कजासनं शान्तिकपौष्टिकयोः। 'कुक्कुट' कुक्कुटासनं विद्वेषोच्चाटनयोः। 'कुलिश' वज्रासनं स्तम्भनकर्मणि। 'उच्चभद्रपीठानि' विस्तीर्णभद्रपीठासनं निषेधकर्मणि। इत्येतान्यासनानि षट्कर्मकरणे योजनीयानि ॥

'उदयार्क' अरुणवर्ण आकृष्टिकर्मणि। 'रक्त' जपाकुसुमवर्ण वश्यकर्मणि। 'शशधर' चन्द्रकान्तवर्ण शान्तिकपौष्टिकयोः। 'धूम्र' धूम्रवर्ण विद्वेषणोच्चाटनयोः। 'हरिद्रा' पीतवर्ण स्तम्भनकर्मणि। 'असित' कृष्णवर्ण निषेधकर्मणि। इत्येवंविधा वर्णाः षट्कर्मकरणे प्रयोक्तव्याः। इत्यासनवर्णभेदाः कथिताः ॥ ९ ॥

विद्वेषणाकर्षणचालनेषु हुं वौषडन्तं फडिति प्रयोज्यम्।
वश्ये वषड् वैरिवधे च घे घे स्वाहा स्वधा शान्तिकपौष्टिके च ॥ १० ॥

---

१ 'मारणं स्मृतम्' इति ख पाठः।

'विद्वेषणेत्यादि' विद्वेषणे हुं इति पल्लवं प्रयोज्यम्। आकर्षणे वौषडन्तं प्रयोज्यम्। उच्चाटने फडिति पल्लवं योज्यम्। वश्ये कर्मणि वषड् इति पल्लवं योज्यम्। वैरिवधे च घे घे इति पल्लवं योज्यम्। चशब्दात् स्तम्भने घेघे इति पल्लवं योज्यम्। 'स्वाहा' स्वाहेति पल्लवं शान्तिके योज्यम्। 'स्वधा' स्वधा इति पल्लवं पौष्टिके योज्यम्। इति षट्कर्मकरणे एते पल्लवा योजनीयाः ॥ १० ॥

स्फटिकप्रवालमुक्ताफलचामीकरपुत्रजीवकृतमणिभिः।
अष्टोत्तरशतजाप्यं शान्त्याद्यर्थे करोतु बुधः ॥ ११ ॥

स्फटिककृतमणिभिः शान्तिककर्मणि। प्रवालकृतमणिभिः वश्याकर्षणयोः। मुक्ताफलकृतैः पौष्टिककर्मणि। 'चामीकर' सुवर्णकृतमणिभिः स्तम्भनकर्मणि। पुत्रजीवकृतमणिभिः विद्वेषणोच्चाटनप्रतिषेधकर्मणि। एतेषां कृतमणिभिः 'अष्टोत्तरशतजाप्यं' अष्टाधिकशतं जाप्यं 'शान्त्याद्यर्थे' शान्तिकं आदि कृत्वा 'बुधः' प्राज्ञः 'करोतु' कुर्यात् ॥११॥

मोक्षाभिचारशान्तिकवश्याकर्षेषु योजयेत् क्रमशः।
अङ्गुष्ठाद्यङ्गुलिका मणयोऽङ्गुष्ठेन चाल्यन्ते ॥ १२ ॥

'अङ्गुष्ठाद्यङ्गुलिका' अङ्गुष्ठमादि कृत्वा अङ्गुलीः मोक्षादिकर्मसु योजयेत्। कथम्? 'क्रमशः' क्रमपरिपाट्या। 'मणयः' प्राक्कथितमणयः 'अङ्गुष्ठेन चाल्यन्ते' मोक्षार्थी अङ्गुष्ठेन चालयेत्। अभिचारकर्मणि तर्जन्या, शान्तिकपौष्टिकयोः मध्यमाङ्गुल्या, वश्यकर्मणि अनामिकाङ्गुल्या, आकर्षणकर्मणि कनिष्ठाङ्गुल्या चालयेत् ॥ १२ ॥

इति ग्रन्थानुसारेण दिक्कालादिभेदेन षट् कर्माणि व्याख्यातानि ॥

**इदानीं देव्याराधनगृहयन्त्रोद्धारो विधीयते—**

चतुरस्रं विस्तीर्णं रेखात्रयसंयुतं चतुर्द्वारम्।
विलिखेत् सुरभिद्रव्यैर्यन्त्रमिदं हेमलेखन्या ॥ १३ ॥

'चतुरस्रं' समचतुरस्रम्। 'विस्तीर्णं' विपुलम्। 'रेखात्रयसंयुतं' रेखात्रितयसंयुक्तम्। 'चतुर्द्वारं' चतुर्द्वारान्वितम्। 'विलिखेत्' विशेषेण लिखेत्। 'सुरभिद्रव्यैः' कुङ्कुमकस्तूरिकादिसुगन्धिद्रव्यैः। 'यन्त्रमिदं' इदं देव्या गृहयन्त्रम्। 'हेमलेखन्या' स्वर्णलेखन्या ॥ १३ ॥

धरणेन्द्राय नमोऽधच्छदनाय नमस्तथोर्ध्वच्छदनाय।
पद्मच्छदनाय नमो मन्त्रान् वेदादिमायाद्यान् ॥ १४ ॥

धरणेन्द्राय नमः इति पूर्वद्वारपदम्। अधच्छदनाय नमः इति दक्षिणद्वारपदम्'। 'तथा' तेन प्रकारेण। ऊर्ध्वच्छदनाय नमः इति पश्चिमद्वारपदम्। पद्मच्छदनाय नमः इति उत्तरद्वारपदम्। 'मन्त्रानेतान्' एतान् मन्त्रान्। कथम्भूतान्? 'वेदादिमायाद्यान्' ॐकारादिह्रींकाराद्यान् ॥ १४ ॥

प्रविलिख्यैतान् क्रमशः पूर्वादिद्वारपीठरक्षार्थम् ।
दश दिक्पालान् विलिखेदिन्द्रादीन् प्रथमरेखान्ते ॥ १५ ॥

अस्मिन् श्लोके पूर्वार्धं पूर्वमेव सम्बन्धनीयम् । उत्तरार्धं उत्तरत्र सम्बन्धनीयम् । 'एतान्' प्राक्कथित-धरणेन्द्रादिद्वारपालमन्त्रान् 'प्रविलिख्य' प्रकर्षेण लिखित्वा 'क्रमशः' पूर्वदक्षिणपश्चिमोत्तरक्रमेण । किमर्थम् ? 'पूर्वादिद्वारपीठरक्षार्थम्' प्राच्यादिद्वारपीठरक्षार्थम् ।

ॐ ह्रीँ धरणेन्द्राय नमः इति प्राच्यां दिशि, ॐ ह्रीँ अधच्छदनाय नमः इति दक्षिणस्यां दिशि, ॐ ह्रीँ ऊर्ध्वच्छदनाय नमः इति पश्चिमायां दिशि, ॐ ह्रीँ पद्मच्छदनाय नमः इति उत्तरस्यां दिशि, इति चतुर्द्वारपीठेषु लिखेत् । अथोत्तरार्धव्याख्या–'दश दिक्पालान् विलिखेत्' दश लोकपालान् सम्यग्लिखेत् । किमादीन् ? 'इन्द्रादीन्' इन्द्रप्रभृतीन् । 'प्रथमरेखान्ते' प्राक्कथितरेखात्रयमध्ये आदिरेखान्ते ॥ १५ ॥

लरशषवयसहवर्णान् सबिन्दुकानष्टदिक्पतिसमेतान् ।
प्रणवादिनमोऽन्तगतानोँह्रीमधोर्ध्वच्छदनसंज्ञे च ॥ १६ ॥

'लरशषवयसहवर्णान्' लश्च रश्च शश्च षश्च वश्च यश्च सश्च हश्च लरशषवयसहाः ते च ते वर्णाश्च लरशष-वयसहवर्णाः तान्, 'सबिन्दुकान्' सह बिन्दुना वर्तन्ते इति सबिन्दुकाः तान् । पुनरपि कथम्भूतान् ? 'अष्ट-दिक्पतिसमेतान्' अष्टलोकपालयुतान् । 'प्रणवादिनमोऽन्तगतान्' न केवलं लोकपालानेव, 'ॐह्रीमधोर्ध्वच्छदनसंज्ञे च' ॐ ह्रीँ अधच्छदनाय नमः, ॐ ह्रीँ ऊर्ध्वच्छदनाय नमः इति सञ्ज्ञे च ।

लोकपालस्थापनक्रमः—

ॐ लं[१] इन्द्राय नमः इति प्राच्याम् । ॐ रं[२] अग्नये नमः इत्याग्नेय्याम् । ॐ शं[३] यमाय नमः इति दक्षिणस्यां दिशि, ॐ षं[४] नैर्ऋत्याय नमः इति नैर्ऋत्यां दिशि । ॐ वं[५] वरुणाय नमः इति पश्चिमायां दिशि । ॐ यं[६] वायवे नमः इति वायव्यां दिशि, ॐ सं[७] कुबेराय नमः इत्युत्तरस्यां दिशि । ॐ हं[८] ईशानाय नमः इति ऐशान्यां दिशि । ॐ ह्रीँ अधच्छदनाय नमः इत्यधः, ॐ ह्रीँ ऊर्ध्वच्छदनाय नम इत्यूर्ध्वे लिखेत्, एवं दशदिक्पालस्थापनक्रमः ॥ १६ ॥

दिक्षु विदिक्षु क्रमशो जयादि–जम्भादिदेवता विलिखेत् ।
प्रणवत्रिमूर्तिपूर्वा नमोऽन्तगा मध्यरेखान्ते ॥ १७ ॥

'दिक्षु विदिक्षु' दिशासु विदिशासु, 'क्रमशः' दिशाविदिशाक्रमेण 'जयादिजम्भादिदेवताः' चतुर्दिशि जयादिदेवताः चतुर्विदिक्षु च जम्भादिदेवताः, कथम्भूताः ? 'प्रणवत्रिमूर्त्तिपूर्वाः' ॐह्रीँपूर्वाः, पुनरपि किम्भूताः ? 'नमोऽन्तगाः' नमःशब्दावसानाः, क्व ? 'मध्यरेखान्ते' प्राग्लिखितमध्यरेखान्ते विलिखेत् ॥ १७ ॥

---

१ लं लं इति ख पाठः    २ रं रं इति ख पाठः ।
३ शं शं ,,    ४ षं षं ,,
५ वं वं ,,    ६ यं यं ,,
७ सं सं ,,    ८ हं हं ,,

आद्या जया च विजया तथाऽजिता चापराजिता देव्यः ।
जम्भामोहास्तम्भास्तम्भिन्यो देवता एताः ॥ १८ ॥

'आद्या' प्रथमा, 'जया च' जयानामा, 'विजया' विजयानामा, 'तथा' तेन प्रकारेण, अजितानामा, 'चः' समुच्चये, 'अपराजिता देव्यः' अपराजितेति दिग्देव्यः । 'जम्भा' जम्भा नाम, 'मोहा' मोहा नाम, 'स्तम्भा' स्तम्भा नाम, 'स्तम्भिनी' स्तम्भिनीति विदिग्देवताः । एता अष्ट देव्यः ।

ॐ ह्रीँ जये ! नमः इति प्राच्यां दिशि । ॐ ह्रीँ विजये ! नमः इति दक्षिणस्यां दिशि । ॐ ह्रीँ अजिते ! नमः इति पश्चिमायां दिशि । ॐ ह्रीँ अपराजिते ! नमः इत्युत्तरस्यां दिशि । ॐ ह्रीँ जम्भे ! नमः इत्याग्नेय्यां दिशि । ॐ ह्रीँ मोहे ! नमः इति नैर्ऋत्यां दिशि । ॐ ह्रीँ स्तम्भे ! नमः इति वायव्यां दिशि । ॐ ह्रीँ स्तम्भिनि ! नमः इत्यैशान्यां दिशि लिखेत् । एवमष्टदेवीनां मध्यरेखास्थापनक्रमः ॥ १८ ॥

तन्मध्येऽष्टदलाम्भोजमनङ्गकमलाभिधाम् ।
विलिखेच्च पद्मगन्धां पद्मास्यां पद्ममालिकाम् ॥ १९ ॥

'तन्मध्ये' प्राग्लिखितरेखात्रयमण्डलमध्ये, 'अष्टदलाम्भोजं' अष्टदलकमलं, 'अनङ्गकमलाभिधाम्' तत्पत्रदले अनङ्गकमलानामां, 'विलिखेच्च' विशेषेण लिखेत्, 'पद्मगन्धां' पद्मगन्धानामाम्, 'पद्मास्याम्' पद्मास्यानामाम्, पद्म-मालिकाम्' पद्ममालानामधेयाम् ॥ १९ ॥

मदनोन्मादिनीं पश्चात् कामोद्दीपनसंज्ञिकाम् ।
संलिखेत् पद्मवर्णाख्यां त्रैलोक्यक्षोभिणीं ततः ॥ २० ॥

'मदनोन्मादिनीं' मदनोन्मादिनीनामां, 'पश्चात्' तदनन्तरम्, कामोद्दीपनसंज्ञिकाम्' कामोद्दीपननाम्नीं 'संलिखेत्' सम्यग् लिखेत्, 'पद्मवर्णाख्याम्' पद्मवर्णानामधेयां, 'त्रैलोक्यक्षोभिणीं ततः' अनन्तरं त्रैलोक्य-क्षोभिणीं लिखेत् ॥ २० ॥

तेजोह्रीँकारपूर्वोक्ता नमःशब्दावसानगाः ।
अकारादिहकारान्तान् केशरेषु नियोजयेत् ॥ २१ ॥

अस्य श्लोकस्य पूर्वार्धं पूर्वमेव सम्बन्धनीयम्, उत्तरार्धं तूत्तरत्र । 'तेजोह्रीँकार' ॐकारह्रीँकार, 'पूर्वोक्ताः' पूर्वमुक्ता या दिशां अष्ट देव्यः ताः ॐ ह्रीँकारपूर्वोक्ताः । किंविशिष्टाः? 'नमःशब्दावसानगाः' नमःशब्दा-न्त्यगताः । आसामुद्धारः—ॐ ह्रीँ अनङ्गकमलायै नमः, ॐ ह्रीँ पद्मगन्धायै नमः, ॐ ह्रीँ पद्मास्यायै नमः, ॐ ह्रीँ पद्ममालायै नमः, ॐ ह्रीँ मदनोन्मादिन्यै नमः, ॐ ह्रीँ कामोद्दीपनायै नमः, ॐ ह्रीँ पद्मवर्णायै नमः, ॐ ह्रीँ त्रैलोक्यक्षोभिण्यै नमः इति प्राच्याद्यष्टदलेषु स्थापनीयाः । इदानीमपरार्धं कथ्यते—'अकारादिहकारान्तान्' अकारमादि कृत्वा हकारपर्यन्तान्, 'केशरेषु' कर्णिकाया मध्ये, 'नियोजयेत्' नियुक्तं कुर्यात् ॥ २१ ॥

હાથના તળીઆને વિશે ઝ્‌મ્ર્યૂં, હાથ પગની અંગુલિઆદિ શાખાઓને વિશે રં (બીજ) લખીને, આ પ્રકારના અનુક્રમે કરીને તૈયાર કરેલી યંત્રાકૃતિના બહારના ભાગમાં અગ્નિમંડલના ત્રણ સંપુટ કરીને, તે અગ્નિમંડલના બહારના નવ કોઠાઓના આગળના ભાગમાં હ્રીં તથા તેના આંતરાઓમાં ક્રોં લખીને, તે મંડલની બહાર નીચે કહેવાતો એવો પદ્માવતી દેવીનો મન્ત્ર વીંટવો, તે મન્ત્રવલયની બહાર હ્રીંકારના ત્રણ વલય કરીને ક્રોં કારથી રૂંધન કરવું. આ પ્રમાણે કહેલો એવો યંત્ર અળતો, સફેદ ચંદન, લાલ ચંદન, કેસર વગેરે દ્રવ્યોથી ઋતુવંતી સ્રીના વસ્રને વિશે લખવો અને તેવા વસ્રના અભાવે સ્રીની ખોપરીને વિશે લખીને આકડાનું દૂધ, ચોધારા થોરનું દૂધ, ઘરના ધૂમાડાની મેશ તથા મીઠું વગેરે દ્રવ્યોથી વિશેષ પ્રકારે લેપ કરીને ખેરના લાકડાના અંગારા ઉપર યંત્રને તપાવીને ઇષ્ટ એવી સ્રીનું બુદ્ધિમાન પુરુષો સાત દિવસની અંદર આકર્ષણ કરે છે. પુરુષનું આકર્ષણ કરવામાં સ્ત્રીની ખોપરીની જગ્યાએ પુરુષની ખોપરી ઉપર આ જ યંત્ર લખવો.[1]–૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮.

વલયમન્ત્રોદ્ધાર:—

ॐ ह्रीं ह्रैं हस्क्लीं पद्मे ! पद्मकटिनि ! अमुकां मम वश्याकृष्टिं कुरु कुरु संवौषट् ॥

શ્મશાનની ખોપરીને વિશે કપૂર, કેસર, આદિ સુગંધી દ્રવ્યોથી હ્રીંકારની મધ્યમાં દેવદત્તનું નામ લખીને, તે હ્રીંકારની બહારના ભાગમાં અગ્નિમંડલ આળેખવું, તે અગ્નિમંડલની બહાર રં બીજ તથા નીચેનો મન્ત્ર વીંટવો [ અને ] એ યંત્રને ખેરના લાકડાનાં અંગારા ઉપર તપાવવાથી સાત દિવસની અંદર ઈચ્છિત સ્ત્રીનું આકર્ષણ થાય છે.–[2]૧૯.

વલયમન્ત્રોદ્ધાર:—

ॐ नमो भगवति ! चण्डि ! कात्यायनि ! सुभगदुर्भगयुवतिजनानाकर्षय आकर्षय ह्रीं र र झ्म्र्यूं संवौषट् देवदत्ताया हृदयं घेघे ॥

**ઉભયભાષાના કવિશ્રેષ્ઠ શ્રીમલ્લિષેણસૂરિએ રચેલા ભૈરવપદ્માવતીકલ્પમાં અંગનાકર્ષણ નામનો છઠ્ઠો પરિચ્છેદ સંપૂર્ણ.**

૧–૨ યંત્રની આકૃતિ માટે જુઓ ચિત્ર. નં. ૨૮, ૨૯.

# ૭ વશીકરણયંત્ર પરિચ્છેદ

क्ष्म्ल्व्र्यूं પિંડાક્ષરની અંદર દેવદત્તનું નામ લખીને બહારની બાજુ हंस પદથી વીંટીને, પિંડાક્ષરોની બહાર સોળ સ્વરો વીંટાળીને, અષ્ટદલકમલની અંદર પૂર્વાદિ ચાર દિશાઓમાં ચાર પાંખડીઓમાં ॐ हूँ क्वीं क्ष्वीं हंसः स्वाहा આ પ્રમાણેનો વિશિષ્ટ મન્ત્ર લખવો, પછી અગ્નિ આદિ ચાર વિદિશાઓની પાંખડીઓમાં કર્ણિકાની અંદર લખેલો क्ष्म्ल्व्र्यूं પિંડાક્ષર ભોજપત્ર પર કપૂર, કેસર આદિ સુગંધી દ્રવ્યોથી વિશેષે કરીને લખીને તે લખેલા યંત્રને મીણથી સમસ્ત વીંટાળીને, તે મીણથી વીંટાળેલા એવા યંત્રને શીતળ પાણીથી પરિપૂર્ણ એવા નવા ઘડામાં બુદ્ધિમાને નાખવો. પછીથી ચોખાથી ભરેલા એવા માટીના વાસણ ઉપર રહેલી શ્રીપાર્શ્વનાથપ્રભુની પ્રતિમા તે પૂર્ણકુંભની ઉપર માટીના વાસણ તથા ચોખાસહિત સ્થાપીને, કાંસાના વાસણમાં ઉપર કહેલા યંત્રને સફેદ ચંદનથી લખીને તીવ્ર એવા દાહજ્વરથી પીડિત રોગીને પાવાથી દાહજ્વરની શાંતિ તુરતજ ક્ષણ માત્રમાં થાય છે.[1]–૧, ૨, ૩, ૪, ૫.

**મન્ત્રોદ્ધારઃ**—ॐ क्ष्म्ल्व्र्यूं हूँ क्वीं क्ष्वीं हंसः असिआउसा स्वाहा ॥

વડના ઝાડના પાટીયા ઉપર ગોરૂચંદન, કેસર વગેરે સુગંધી દ્રવ્યો વડે क्लें, ह्रीं, क्ष, અને ठ એ ચાર બીજાક્ષરોથી વીંટાયેલું એવું પોતાનું નામ લખવું, તે બીજાક્ષરની બહારના ભાગમાં અષ્ટદલકમલ આળેખવું, તે દલની આઠ પાંખડીઓમાં વિશિષ્ટ એવો પદ્માવતી દેવીનો મૂલ મંત્ર આકર્ષણ પલ્લવ संवौषट् સહિત લખવો, આ પ્રમાણેનો યંત્ર લખ્યા પછી વિશેષે કરીને અર્ધચંદ્ર રેખાથી એ યંત્રને વીંટવો, સાધ્ય મનુષ્યનું નામ લાલ ચંદનથી લખ્યા પછી સાધ્ય તથા સાધકના લખેલા બંને યંત્રના સંપુટને શ્રીપાર્શ્વનાથ તીર્થંકરની સન્મુખસ્થાપન કરીને ત્રણે સંધ્યા (સવાર, બપોર અને સાંજ) ને વિશે લાલ કણેરના ફૂલો વડે જાપ કરવાથી નિશ્ચયે કરીને જાપ કરનાર મનુષ્ય સમ્યક્ પ્રકારે મન્ત્ર સાધી શકે છે.[2]–૬, ૭, ૮.

**મન્ત્રોદ્ધારઃ**—ॐ ह्रीं हैं हस्क्लीं पद्मे ! पद्मकटिनि ! नमः ॥

---

૧–૨ યંત્રની આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૩૦, ૩૧.

स, ह, च, તથા ह्रीं આ ચારે અક્ષરોની અંદર દેવદત્તનું નામ લખીને, તે ચારે અક્ષરની બહાર અષ્ટદલમાં हंस વર્ણ ફરતો લખીને, તે હંસ વલયની બહાર સોળ પાંખડીના કમલની દરેક પાંખડીમાં અકારાદિ સોળ સ્વરો અનુક્રમે આળેખીને, તે સ્વરોની બહાર માથા વગરનો हकार વીંટીને, તે બધાંને ह्रींકારથી વીંટીને, તે ह्रींકારની બહારના ભાગમાં પ્રણવ ॐકાર છે આદિમાં જેને એવા ક થી હ સુધીના અક્ષરો વીંટવા.[1] આ પ્રમાણેનો યંત્ર ભોજપત્ર પર, વડના ઝાડના પાટીયા પર અથવા બીજે પ્રકારે કપૂર, કેસર, અગરૂ, સફેદ ચંદન વગેરે સુગંધી દ્રવ્યોથી લખીને, જમીન ઉપર નહીં પડેલા એવા ગાયના છાણથી લેપીને દરરોજ વિધિ પૂર્વક લાલ કણેરના ફૂલોથી જાપ કરનાર મનુષ્યને જેવી રીતે કમલને વશવર્તિ ભમરાઓ રહે છે તેવીજ રીતે ત્રણે ભુવનના પ્રાણીઓ વશ થાય છે.-૯, ૧૦.

**મંત્ર—ॐ ह्रीं हस्क्लीं ब्लूँ हँ असिआउसा अनाहतविद्यायै नमः ॥**

ॐકારની મધ્યમાં રહેલા એવા દેવદત્ત નામને ह्रींકારથી વીંટી, વળી ह्रींકારની બહારની બાજુ क्लींકારથી વીંટવી, क्लींકારની બહાર સોળ પાંખડીનું કમલ કરવું, તે કમલની સોળે પાંખડીઓમાં ॐ द्राँ द्रीं क्लीं ब्लूं सः स्वाहा વગેરે લખીને, તે પાંખડીઓને ह्रींકારથી ત્રણ વખત વીંટીને क्रों થી રૂંધન કરીને, ભોજપત્ર અથવા વસ્ત્ર પર કપૂર વગેરે સુગંધી દ્રવ્યોથી આળેખીને, ॐ ह्राँ ह्रीं क्लीं ब्लूं सः મંત્રનો જાપ કરવાથી મનુષ્યોને ક્ષોભ કરી શકાય છે.[2]–૧૧, ૧૨, ૧૩.

અષ્ટદલકમલની મધ્ય કર્ણિકામાં પોતાના નામ સહિત ह्रींકાર લખીને, તે આઠ પાંખડીઓમાં क्लीं, ફરી અષ્ટદલકમલ આળેખીને તેની આઠ પાંખડીઓમાં क्रोंકાર લખીને, તેની બહારના ભાગમાં ષોડશદલ કમલ આળેખવું, તે સોળે પાંખડીઓમાં क्लौंકાર સુગંધી દ્રવ્યોથી લખીને, क्लां, क्लीं क्लूं. क्लौं એ ચાર અક્ષરોથી યંત્ર સમસ્ત વીંટીને, તેના બહારના ભાગમાં સૂર્ય અને ચંદ્ર વીંટીને, હંમેશાં ह्राँ ह्रीं ह्रूं ह्रौं हः એ પાંચ શૂન્યાક્ષરોનો જાપ કરવાથી નાગલોક, મનુષ્યલોક અને દેવલોક એ ત્રણે લોક વશીભૂત થાય છે.[3]–૧૪, ૧૫, ૧૬.

બુદ્ધિમાન પુરુષ જંગલને વિશે નીચે બતાવેલા મંત્રથી હર્ષપૂર્વક આઠ કાંકરાઓ મંત્રીને પૂર્વાદિ આઠ દિશામાં નાંખે તો તે ચોર, શત્રુ તથા હિંસક જીવોના ભયને પામતો નથી–નિર્ભય થાય છે.

**મંત્રઃ—ॐ नमो भगवदो अरिट्ठनेमिस्स बंधेण बंधामि रक्खसाणं भूयाणं खेयराणं चोराणं दाढाणं साइणीणं महोरगाणं अण्णे जे के वि दुट्ठा संभवंति तेसिं सव्वेसिं**

૧–૨–૩. યંત્રની આકૃતિ માટે જુઓ ચિત્ર. નં. ૩૨, ૩૩, ૩૪.

मणं मुहं गइं दिट्ठिं बंधामि घणु घणु महाघणु जः जः ठः ठः ठः हुं फट् ॥ આ અરિષ્ટનેમિનો પ્રાકૃત મન્ત્ર જાણવો.–૧૭.

हक्लीं બીજને ह्रीं તથા ऍथी વીંટીને, તે ऍंकारनी બહાર અષ્ટદલકમલ આળેખવું, તે કમલની આઠે પાંખડીઓમાં ॐ निन्यक्लिन्ने ! मदद्रवे ! मदनातुरे ! वषट् स्वाहा એ મન્ત્ર લખીને દરરોજ [નીચે લખેલા] મન્ત્રનો જાપ સમ્યક્પ્રકારે કરવાથી ત્રણે ભુવન વશ થાય છે.[1]–૧૮, ૧૯.

મન્ત્રોદ્ધાર:—ॐ हक्लीं ह्रीं ऍं नित्यक्लिन्ने ! मदद्रवे ! मदनातुरे ! ममामुकीं वश्याकृष्टिं कुरु कुरु वषट् स्वाहा ॥

ऍंकारनी મધ્યમાં રહેલા हक्लीं બીજાક્ષરની બહાર અષ્ટદલકમલ આળેખીને, તે કમલની આઠ પાંખડીઓ પૈકીની પૂર્વાદિ ચાર દિશાની પાંખડીઓમાં ह्रीं બીજ અને અગ્નિ આદિ ચાર વિદિશાઓમાં ऍंકાર બીજ આળેખીને બનાવેલા યંત્રની સર્વદા પૂજા કરીને, એ યંત્રને હાથે બાંધવાથી ત્રણ લોકમાં રહેતા સર્વ મનુષ્યો વશ થાય છે.[2]–૨૦, ૨૧.

મન્ત્રોદ્ધાર:—ॐ ऍं ह्रीं देवदत्तस्य सर्वजनवश्यं कुरु कुरु वषट् ॥

ॐકાર સહિત भ्रम भ्रम એ બે પદ, केशि केशि भ्रम भ्रम એ બે પદ, माते भ्रम माते भ्रम એ બે પદ, विभ्रम विभ्रम એ બે પદ, मुह्य मुह्य એ બે પદ, मोहय मोहय એ બે પદ અને स्वाहा એ પદવાળા આ સંપૂર્ણ મન્ત્રનો જમીન ઉપર નહી પડેલા એવા સફેદ સરસવના દાણાઓથી જાપ કરીને ઘરના ઉંબરામાં નાખે છતે લોકો અકાલનિદ્રાને પ્રાપ્ત કરે છે.–૨૨, ૨૩.

આ મન્ત્ર આ પ્રમાણે:—ॐ भ्रम भ्रम केशि भ्रम केशि भ्रम माते भ्रम माते भ्रम विभ्रम विभ्रम मुह्य मुह्य मोहय मोहय स्वाहा ॥

બ્રાહ્મણકુલમાં ઉત્પન્ન થએલી એવી મરણ પામેલી વિધવાના પગના તળીએ લગાવેલા અળતાથી તે મરણ પામેલી વિધવાના મુખ પર ઢાંકેલા વસ્ત્ર પર આભૂષણ રહિત એવી વિધવાનું રૂપ આળેખીને ॐ विच्चे मोहे स्वाहा એ મન્ત્રનો સાત લાખ જાપ કરવાથી તે રંડા યક્ષિણી એકાકિની થઇને રાત્રિએ સિદ્ધ થાય છે, અને સિદ્ધ થએલી તે યક્ષિણી સાધક પુરૂષ જે જે કાંઈ ઇચ્છે તે તે વસ્તુઓ આપે છે, એકલી વસ્તુઓ જ આપતી નથી પણ ત્રણ ભુવનને વિષે રહેલી સઘળી વિધવાઓને પણ ક્ષોભ પમાડે છે.–૨૪, ૨૫, ૨૬.

૧–૨ યંત્રની આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૩૫ અને ૩૬.

મન્ત્ર:—ॐ विच्चे मोहे स्वाहा॥

કામદેવબીજ क्लींકારની ઉપર નીચે ह्रींકાર અને તે क्लींકારની બંને બાજુ क्लैंકારનું ચક્રની માફક ફરતું એવું લાલ જાસુદના ફૂલના લાલ રંગ જેવું ત્રણ અક્ષરનું ધ્યાન સ્ત્રીની યોનિને વિષે ચિંતવવાથી સ્ત્રી ક્ષોભને પામે છે, તે જ પ્રમાણે સ્ત્રીના મસ્તકને વિષે ચિંતવવાથી સ્ત્રી મોહિત થાય છે, તે જ પ્રમાણે સ્ત્રીના કપાળને વિષે ચિંતવવાથી સ્ત્રી વિહ્વલી–બેબાકળા થાય છે, તે જ પ્રમાણે સ્ત્રીના નેત્ર યુગલને વિશે ચિંતવવાથી સ્ત્રીને દ્રાવ થાય છે, આ પ્રમાણેના કહેલા ધ્યાનથી સ્ત્રીઓને વિશે ક્ષોભ વગેરે કર્મ કરવું–૨૭, ૨૮.

મસ્તકમાં, મુખમાં, હૃદયમાં, નાભિપ્રદેશમાં અને પગોમાં द्रां द्रीं क्लीं ब्लूं सः એ પાંચ બાણોનું મસ્તકથી શરૂ કરીને અનુક્રમે પગ સુધી ધ્યાન ધરવાથી સ્ત્રી મોહિત થાય છે, તેથી વિપરીત તે જ પાંચ બાણોનું પગથી શરૂ કરીને માથા સુધી ધ્યાન ધરવાથી સ્ત્રીને દ્રાવ થાય છે, આ પ્રમાણે સ્ત્રીના અંગમાં પાંચ બાણોની સ્થાપના કરવી.–૨૯

કામબાણથી અભિમન્ત્રિત કરાએલા તાંબૂલ, ચંદન, સુગંધીફૂલ અને ફલ આપીને એકલા તાંબૂલાદિ બીજાને આપીને નહિ પણ તે મન્ત્રથી મંતરેલા પાણીથી પોતાના શરીરે સ્નાન કરેલો એવો પુરૂષ સ્ત્રીઓને વિષે કામદેવ જેવો થાય છે.–૩૦

તે ફૂલ વગેરે મંતરવાનો મન્ત્રઃ—ॐ द्रां द्रीं क्लीं ब्लूं सः ह्स्क्लीं ऐ नित्यक्लिन्ने! मदद्रवे! मदनातुरे! सर्वजनं मम वश्यं कुरु कुरु वषट्॥

સ્ત્રીની યોનિના વિષે સિંદૂર જેવા વર્ણવાળા क्लैंકાર એકલાનું ચિંતવન કરીને જોવા માત્રથી સ્ત્રી દ્રવિત થાય છે, એકલી દ્રવિત માત્ર જ નહિ પણ સાત દિવસની અંદર સ્ત્રીનું આકર્ષણ પણ થાય છે.–૩૧.

બ્રાહ્મણના માથાના વાળની દોરડી મનુષ્યની ખોપરીને સમસ્ત વીંટીને, સાધ્ય પુરૂષના શરીરમાંથી નીકળેલો મલ, માથાનાં વાળ, નખ તથા પગની ધૂળને ગ્રહણ કરીને મનુષ્યના હાડકાંના ચૂરાને મલ વગેરે સાથે મેળવીને પહેલાં કહેલી ખોપરીની અંદર નાખીને માણસનાં હાડકાંના ચુરાનું હાડકાંથી મથન કરીને ॐ चण्डेश्वर વગેરે મન્ત્રનું સ્મરણ કરવાથી સાત દિવસની અંદર સાધ્ય પુરૂષ[1] જ્વર વડે કરીને ગ્રસિત થાય છે એટલે માંદો પડે છે. મન્ત્રવાદીએ પહેલાં ॐ चण्डेश्वराय स्वाहा એ મન્ત્રનો લાલ કરેણના ફૂલથી દશ હજાર જાપ કરવો જોઈએ.—૩૨, ૩૩, ૩૪.

---

૧ જેના ઉપર પ્રયોગ કરવો છે તે.

મન્ત્રોદ્ધાર:—ॐ चण्डेश्वर ! चण्डकुठारेण अमुकं ज्वरेण ह्रीं गृह्ण गृह्ण मारय मारय हूँ फट् घे घे ॥

તાવવાળા રોગીનું નામ ठ, व, ॐ, झ એ ચાર મળીને કુલ પાંચેને અર્ધ-ચંદ્રાકાર રેખાથી વીંટીને તૈયાર કરેલા એવા યંત્રને ગરમ પાણીમાં નાખવાથી રોગીના શીતજ્વરનો નાશ થાય છે અને તે જ યંત્ર ઠંડા પાણીમાં નાખવાથી રોગીના ઉષ્ણ જ્વરનો નાશ થાય છે.[1]–૩૫.

હવે હોમદ્રવ્યનું વિધાન કહે છે:—

શાંતિકર્મ અને પુષ્ટિકર્મના માટે કોલમના ચોખા, સફેદ ધરોના અંકુરા તથા ચંદનનો હોમ કરવો, સ્ત્રીના વશીકરણ કર્મના માટે કરેણના ફૂલનો હોમ કરવો, ભેંસાગુગળ અને કમળનો હોમ કરવાથી નગરવાસી લોકો દિવસે દિવસે ક્ષોભ પામે છે, સોપારી તથા નાગરવેલના પાનનો હોમ કરવાથી સઘળા રાજાઓ વશ થાય છે, તલ તથા ડાંગરનો ઘી સહિત હોમ કરવાથી ધનધાન્યની વૃદ્ધિ થાય છે, ગાયના ઘીએ કરીને સહિત એવા મોગરાનાં ફૂલોનો હોમ કરવાથી યોગિ જનો પણ વશ થાય છે, ઘી સહિત કેરીઓના જથ્થાનો હોમ કરવાથી ખેચરી નામની દેવી વશ થાય છે અને ખાખરાના ફૂલોનો હોમ કરવાથી વટયક્ષિણી નામની દેવી વશ થાય છે.–૩૬, ૩૭, ૩૮,૩૯.

ઘરના ધૂમાડાની મેશ, લીંબડો, કાળા સરસવ, સમુદ્રનું મીઠું, કાગડાની પાંખ સહિત હોમવાથી એક માતાના પેટે જન્મેલા બન્ને ભાઈઓમાં પણ નિશ્ચયે કરીને વૈર થાય છે.–૪૦

સ્મશાનમાં રહેલા હાડકાંએ કરીને સહિત બહેડાના ઝાડનાં અંગારા અને ઘરના ધૂમાડાની મેશનો હોમ કરવાથી દુશ્મન લોકો એક પખવાડીયાની અંદર મરણ પામે છે.–૪૧

ઉભયભાષાના કવિશ્રેષ્ઠ શ્રીમલ્લિષેણસૂરિએ રચેલા
ભૈરવપદ્માવતીકલ્પમાં વશીકરણ યંત્ર
નામનો સાતમો પરિચ્છેદ સંપૂર્ણ.

---

૧ યંત્રની આકૃતિ માટે જુઓ ચિત્ર. નં. ૩૭.

# ૮ દર્પણાદિ નિમિત્ત પરિચ્છેદ.

દર્પણુ નિમિત્ત મન્ત્રનો દશ હજાર જાપ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે.-૧.

મન્ત્રોદ્ધાર:—ॐ चले चुले चूडे (ले) कुमारिकयोरङ्गं प्रविश्य यथाभूतं यथाभाव्यं यथासत्यं दर्शय दर्शय भगवती मा विलम्बय ममाशां पूरय पूरय स्वाहा ॥

બ્રાહ્મણકુલમાં ઉત્પન્ન થએલી સાત સાત વર્ષની બે કુમારિકાઓને [ ઉપર ] કહેલા મન્ત્રવડે સાત વાર મંતરીને તે બન્નેને ગાયનું દૂધ પીવડાવીને સવારમાં ભલી રીતે સ્નાન કરાવ્યા પછી પુષ્પ, અક્ષત, અને જમીન ઉપર નહિ પડેલા એવા છાણથી સમ્યક્ પ્રકારે લીંપેલી એવી તે શુદ્ધ જગ્યાએ રહીને, સમચોરસ મંડલની મધ્યમાં સુગંધી દ્રવ્યોવાળા પાણીથી પરિપૂર્ણ એવા તે પૂર્ણકુંભ ઉપર પશ્ચિમ દિશા સન્મુખ દર્પણની સ્થાપના કરીને, તે દર્પણની સન્મુખ સ્નાનાદિકે કરીને પવિત્ર થએલી એવી તે બન્ને કુમારિકાઓને મંડલની અંદર બેસાડીને ત્યારપછી તે બન્ને કુમારિકાના હૃદય પર ૐકાર સંપુટને વિષે રહેલા ब्लूँ બીજાક્ષરનું વિશેષે કરીને ધ્યાન ધરતો (ॐ ब्लूँ ॐ આ પ્રમાણે ૐકાર સંપુટ જાણવો.) મન્ત્રવાદી આગળ કહેવાતા ચન્દ્ર મંડળ જેવા નિર્મળ મન્ત્રને યાદ કરતો છતો બન્ને કુમારિકાઓને દર્પણની અંદર જે પ્રકારે સ્વરૂપ દેખાયું હોય અને જે પ્રમાણે વચન સંભળાયું હોય તે પ્રમાણે પુછે. તલવારમાં, અંગુઠામાં, પાણીથી ભરેલા ઘડામાં તથા દર્પણમાં જે દેખવામાં, જે સાંભળવામાં આવે તે સઘળું તે જ પ્રમાણે સત્ય થાય, બીજા કોઈ પણ પ્રકારે તે અસત્ય ન જ થાય. મન્ત્રવાદી નીચે કહેલા મન્ત્રનો આઠ હજાર જાપ કરે તો મન્ત્ર સિદ્ધ થાય.—૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮

તે આરાધન મન્ત્ર આ પ્રમાણે:—

ॐ नमो मेरु महामेरु, ॐ नमो गौरी महागौरी, ॐ नमः काली महाकाली, ॐ इन्द्रे महाइन्द्रे, ॐ जये महाजये, ॐ नमो विजये महाविजये ॐ नमः पण्णसमणि महापण्णसमणि, अवतर अवतर देवि अवतर अवतर स्वाहा ॥

બન્ને કુમારિકાઓને રાત્રિના પહેલા પહોરમાં દૂધનો ખોરાક અને ડાભની શય્યા આપીને, ત્યાર પછી સવારમાં સારી રીતે સ્નાન કરાવીને સફેદ વસ્ત્ર તથા

અલંકારો પહેરાવીને, કલશ, દર્પણ અને કુમારિકાઓને બેસાડવાની જગ્યાઓમાં ॐ क्रौँ क्षाँ क्षीँ क्षूँ स्वाहा એ મન્ત્ર ત્રણે જગ્યાઓએ આલેખીને, તે બન્ને કુમારિકાઓના બન્ને સ્તનોને ॐકાર છે શરૂઆતમાં જેને એવા પાંચ શૂન્યાક્ષર ह्राँ ह्रीँ ह्रूँ ह्रौँ ह्रः થી મંતરીને, ઘીથી મિશ્રિત એવા માલપૂઆ તે બન્ને કુમારિકાઓને ખાવા આપીને, મંત્રવાદીના બન્ને હાથોથી મર્દન કરાએલા એવા તેલની અંદર અળતાથી રંગેલા એવા હાથના અંગુઠાને બોળવાથી અંગુઠાને વિષે પ્રતિબિંબ દેખે. આ અંગુષ્ઠ નિમિત્ત કહેવાય છે.–૯,૧૦,૧૧,૧૨

ॐકાર, पिंगल पिंगल એ બે પદ, पण्णत्ति पण्णत्ति એ બે પદ, ठ ठ એ અને स्वाहा એ દર્પણ મન્ત્ર છે, જિનેશ્વરોએ પ્રરૂપેલી આ મહાવિદ્યાનો ચન્દ્રકિરણો જેવાં નિર્મળ ૧૨૦૦૦ બાર હજાર સફેદ ફૂલોથી જાપ તથા દશાંશે હોમ કરવાથી આ દર્પણનિમિત્ત મન્ત્ર સિદ્ધ થયા પછી ચિતાની રખીઆથી એકવીસ વાર દર્પણને માંજીને કોલમના અક્ષત પર રહેલા પાણીથી ભરેલા એવા નવા ઘડાની ઉપર તે દર્પણ સ્થાપીને, તે ઘડાની બાજુમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણ મધ્યે ગમે તે વર્ણની એક જ કુલમાં ઉત્પન્ન થએલી બે કન્યાઓને સ્નાન કરાવી સફેદ વસ્ત્ર પહેરાવીને, તે ઘડાનું ગંધ, અક્ષત, ઉત્તમ ફૂલ, દીપક, ધૂપ વગેરે આઠ પ્રકારના દ્રવ્યો વડે પૂજા કરીને તાંબૂલ, ગંધ, અક્ષત, કુસુમ વગેરે આપીને, તે બન્ને કુમારિકાઓને દર્પણ બતાવીને મન્ત્રનો ઉચ્ચાર કરવા પૂર્વક તે પ્રકારે પ્રશ્ન કરવાથી દર્પણમાં જે રૂપ દેખાય, જે વચન સંભળાય તે સર્વ તે કહે છે. આ દર્પણાવતાર જાણવો.–૧૩,૧૪,૧૫,૧૬,૧૭,૧૮.

મન્ત્રઃ—ॐ पिंगल पिंगल पण्णत्ति पण्णत्ति ठ ठ स्वाहा ॥

કર્ણિકાની અંદર ॐ सुन्दरी स्वाहा પદ લખીને, કર્ણિકાની બહારના ભાગની આઠ પાંખડીઓમાં ॐ परम सुन्दरी स्वाहा એ પદ લખીને માલતીનાં ફૂલો વડે શ્રીવર્દ્ધમાનસ્વામિની સન્મુખ નીચે બતાવેલા મન્ત્રનો ભક્તિપૂર્વક આઠ હજાર જાપ કરવાથી સુન્દરી નામની દેવી સિદ્ધ થાય છે.[1]–૧૯, ૨૦.

આરાધના મન્ત્રોદ્ધારઃ—ॐ सुन्दरि! परमसुन्दरि! स्वाहा ॥

કુંભકારના હાથના અગ્રભાગમાં રહેલી એવી માટીના બનાવેલા દીપપાત્ર (કોડીઆ)ની અંદર કાળા તલમાંથી કાઢેલા તેલને સંપૂર્ણ ભરીને તે કોડીઆમાં અળતાને વીંટાળેલા કપડાંની વાટ વડના ઝાડના લાકડામાંથી ઉત્પન્ન થએલા અગ્નિથી સળગાવીને પહેલાં કહી ગએલી વિધિ પ્રમાણે કુમારિકા પાસે આઠ પ્રકારી પૂજા વગેરે કર્તવ્ય કરાવવું, આ દીપનિમિત્ત છે.–૨૧.

૧ યંત્રની આકૃતિ માટે જુઓ ચિત્ર. નં. ૩૮.

કર્ણપિશાચી વિધાન આ પ્રમાણે:—

ॐ श्रवणपिशाचिनि मुण्डे ! स्वाहा આ મન્ત્રનો એક લાખ જાપ કરીને મન્ત્ર સિદ્ધ કરીને, કર્ણપિશાચિની મન્ત્રથી એકવીસ વાર દળેલો (વાટેલો) ઉપલેટ મન્ત્રીને પાણીમાં નાખીને તે પાણીથી હૃદય, વદન, બે કાન, [તથા] બે પગે લેપન કરીને સૂઈ જનારે જે કાંઈ ભૂત, ભવિષ્ય અગર વર્તમાનમાં ઈચ્છયું હોય તે કાનના મૂલમાં કહે છે એટલે સંભળાય છે.–૨૨, ૨૩.

અગ્નિમંડલ તથા વાયુમંડલની મધ્યમાં क्ष्म्ल्व्यूँ આ પ્રમાણે બીજાક્ષર દેવદત્ત નામ સહિત ખર તાડપત્રપર આળેખીને,[1] આકડાનું દૂધ, ચોધારા થોરના છોડનું દૂધ, ત્રિકટુક (સુંઠ, પીંપર અને તીખાં), આસંધ, ઘરના ધૂમાડાની મેશ વગેરે દ્રવ્યોથી તે પત્ર પર લેપ કરીને, ઘરના માલિકે કપાળ મધ્યે તે પત્ર રાખીને ઘરની અંદર પ્રવેશ કરીને, મણશિલ, ગંધક, ગોરોચન, એ દ્રવ્યોનું ચૂર્ણ કરીને, સફેદ આકડામાંથી ઉત્પન્ન થએલા રૂની અંદર તે ચૂર્ણ સમ્યક્ પ્રકારે વીંટીને, કમળના નાળમાંથી ઉત્પન્ન થએલા એવા સુતરથી ફરી વીંટીને દીવેટ બનાવીને, તે વાટને કંગુ તેલની ભાવના આપીને બનાવેલી દીવેટથી સળગાવેલા એવા દીવાની જ્યોતિ જે સ્થાને નીચેની બાજુએ જાય તે સ્થાને સુવર્ણરાશિ–લક્ષ્મી રહેલી છે તેમ મન્ત્રવાદીએ જાણવું. દીવો જોતી વખતે ॐ प्रज्वलितज्योतिर्दिशायां स्वाहा આ પદ મન્ત્રવાદીએ મનમાં ઉચ્ચારવું–બોલવું.–૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૮.

મન્ત્રોદ્ધાર:—ॐ प्रज्वलितज्योतिर्दिशायां स्वाहा । इयं दीपवर्तिः अश्वखुरे छुरिकायां वा प्रतिबोध्य संस्थाप्यावलोकनीया ॥

બાળક, યુવાન, અને વૃદ્ધ એ ત્રણમાંથી એકનું નામ, સાર્વભૌમ રાજાઓમાંથી એકનું નામ, ગંગા વગેરે મોટી નદીઓમાંથી એકનું નામ, સૂર્ય વગેરે નવ ગ્રહમાંથી એક ગ્રહનું નામ, મેરૂ વગેરે પર્વતોમાંથી એકનું નામ, વાત પિત્ત અને શ્લેમથી ઉત્પન્ન થતાં એવા વ્યાધિઓમાંથી એકનું નામ, મોગરો માલતી તથા શતપત્ર વગેરે ફૂલોમાંથી એકનું નામ, બાળકથી શરૂ કરીને ફૂલ સુધીના નામના તથા પ્રશ્નના અક્ષરોની સંખ્યા એકત્ર કરીને, તે સર્વેના એકત્ર અંકની અંદર વીશ ઉમેરીને, તે સાતેના અંકને ત્રણ ગુણા કરીને, પછી તે ત્રણે ગુણેલા આંકને પંદરથી ભાગીને જે શેષ આવે તે પરથી શુભાશુભ ફલ કહેવું, બેકી અંક આવે તો શુભ ફલ કહેવું, એકી અંક આવે તો અશુભ ફલ કહેવું, આ કલ્પને વિષે પ્રરૂપેલું (કહેલું) એવું આ

૧ યંત્રની આકૃતિ માટે જુઓ ચિત્ર. નં. ૩૯.

પ્રશ્ન નિમિત્ત ભવ્યજીવો રૂપી કમલોને વિકસાવવામાં દેદીપ્યમાન સૂર્યસમાન મુનિવરોએ કહેલું હોવાથી બુદ્ધિમાનોએ નિશ્ચયે કરીને સત્ય જાણવું.–૨૯.

અર્ધચંદ્રાકાર રેખાના અગ્રભાગમાં તથા મધ્યભાગમાં સમ્યક્ પ્રકારે ત્રિશૂલાકૃતિ બુદ્ધિમાને આળેખીને, અમાવાસ્યાની એકમના દિવસે ચંદ્રમા જે નક્ષત્રને વિષે રહેલો હોય તે નક્ષત્ર ત્રિશૂલાકૃતિના અગ્રભાગમાં આળેખી (સ્થાપી)ને, તે નક્ષત્રને આગળ કરીને જે દિનના યુદ્ધમાં યુદ્ધ કરનાર માણસનું જે જન્મનક્ષત્ર જ્યાં પ્રાપ્ત થતું હોય ત્યાં સુધી ગણતાં જો જન્મનક્ષત્ર ત્રિશૂલાકૃતિના અગ્રભાગને વિષે આવે તો તેનું મૃત્યુ જાણવું, અર્ધચંદ્રાકાર રેખાની અંદર જો બારમું નક્ષત્ર આવે તો તેનો જય થાય અને અર્ધચંદ્રાકાર રેખાની બહારના ભાગમાં છઠ્ઠું નક્ષત્ર આવે તો પરાજય થાય.–૩૦, ૩૧.

પ્રશ્નકાર પુરુષ જે દિશા અગર વિદિશામાં રહીને પુરા માસ વીતી ગએલી એવી ગર્ભિણીના ગર્ભ માટે પ્રશ્ન કરે તો મન્ત્રવાદીએ અનુક્રમે આ પ્રમાણે ફલ કહેવું, દિશાઓ તરફ રહીને પુછે તો પુત્ર, વિદિશાઓમાં રહીને પુછે તો કન્યા તથા દિશા વિદિશાઓની મધ્યમાં રહીને પ્રશ્ન પુછે તો નપુંસકનો જન્મ આપશે એમ કહેવું. વળી ક થી હ સુધીના વર્ણ, અકારાદિ સોળ સ્વરની માત્રા પતિ પત્નીના નામની જુદી જુદી પાડીને તે સર્વને એકઠી કરીને, ત્રણ આંકથી ભાગાકાર કરતાં જો એકી શેષ આવે તો પતિનું મૃત્યુ અને બેકી શેષ આવે તો પત્નીનું મૃત્યુ થશે તેમ કહેવું.–૩૨, ૩૩.

ઉભયભાષાના કવિશ્રેષ્ઠ શ્રીમલ્લિષેણસૂરિએ
બનાવેલા ભૈરવપદ્માવતીકલ્પમાં દર્પણાદિ
નિમિત્ત નામનો આઠમો
પરિચ્છેદ સંપૂર્ણ.

# ૯ સ્ત્રી વગેરેને વશીકરણ કરવાના ઔષધોનો પરિચ્છેદ.

લવીંગ, કેસર, સફેદ વાળો (ખસ), નાગકેસર, સફેદ સરસવ, એલચી, મણશીલ, ઉપલેટ, તગર, સફેદ કમલ, ગોરૂચંદન, સફેદ ચંદન, તુલસી, પિકવી (આંબાની માંજર), પદ્મક નામનું લાકડું, ઇંદ્રજવ, કુમારપાઠું એ સર્વ સરખા ભાગે પુષ્ય નક્ષત્રને વિષે લઇને તે સર્વ ઔષધોનું ચૂર્ણ કરીને વર્ષાદના કરાના પાણીથી અથવા સોનાના પાણીથી ચન્દ્રોદય વખતે કરેલું તિલક મનુષ્યોને વશ કરનાર થાય છે.–૧, ૨, ૩.

મયૂરશિખા, સફેદ ચણોઠી, ગોરખમુંડી, આકડાના પાંદડા પરના કીડાનો મલ, પોતાના શરીરના પાંચ મલ, એ દ્રવ્યોનું ચૂર્ણ પાનની અંદર આપવાથી સ્ત્રી વશીકરણ થાય છે.–૪.

લાલ કરેણ, નોળવેલ, પુત્રંજારી, બ્રહ્મદંડી (ધોળો એખરો પુત્રજીવી), ઇંદ્રવારૂણી, ઉંધાહુલી, તથા લાજવંતી (રાસામણી) એ સર્વ દ્રવ્યોની જડોની જટાનું ચૂર્ણ એકઠું કરીને ઘણીજ ગોળીઓ કરીને, ગોળીની બરાબર સમુદ્રનું મીઠું સારા વાસણની અંદર નાખીને પોતાના મૂત્રથી પકાવીને અન્ન વગેરેમાં સ્ત્રીને ખાવા આપવાથી સ્ત્રી મોહ પામે છે (વશ થાય છે).–૫, ૬.

મરણ પામેલા એવા કાળા સર્પના મુખમાં રીસામણીના મૂલ સહિત પાંચે અંગો, સફેદ ચણોઠી તથા રૂદ્રજટા એ ત્રણેનાં મૂલ ત્રણ દિવસ સુધી રાખીને પછી કાઢી લઇને, વઢવાડીયા (સફેદ વછનાગ)ના મૂળને છેદીને તેના બે સંપુટની મધ્યમાં ગાયનું છાણ લેપી (ચોપડી)ને, તે ત્રણે ઔષધોનાં કરેલા એવા ચૂર્ણને તે કંદ (મૂળ) મધ્યે નાખીને, તે ચૂર્ણને સમ્યક્ પ્રકારે (સારી રીતે) કાળી કુતરીનું દુધ તથા પોતાના શરીરનાં પાંચ મલની ભાવના દઇને તે ચૂર્ણ ખાવા પીવામાં આપવાથી સ્ત્રી પુરુષ એક બીજાને વશ થાય છે. મન્ત્રશાસ્ત્રના જાણકારોએ વશીકરણ કર્મ માટે આંખ, કાન, દાંત તથા જીભનાં મલ અને વીર્ય એ પાંચ મલ કહેલા છે.–૭,૮,૯,૧૦

પાંચ દૂધવાળા ઝાડનાં દૂધ [વડ, ગુલ્લર અગર ઉમેડો, બ્રહ્મપીંપળો, ખાખરો, નાના વડનું ઝાડ વિશેષ એ પાંચ, કોઇકિ વડની જગ્યાએ વંદુલ કહે છે.] તથા કાળી મંથેલીના રસથી પાંચ સૂત્ર [ આકડાનું રૂ, કમલનાળનું સુતર, સીમળાનું

રૂ, કપાસના રૂનું સુતર તથા દેવકપાસનું સુતર )ની દીવેટને ભાવના આપીને, તલના તેલમાં તે દીવેટ મૂકીને દીવો સળગાવવાથી ત્રણે ભુવનમાં રહેલા મનુષ્યો મોહ પામે છે.–૧૧.

ઝેરકચોળું, કાળો ધંતૂરો, વઢવાડીયું (ધોળો વછનાગ), અને કૌચ એ ચારે દ્રવ્યોનું ચૂર્ણ કરીને પોતાના મૂત્ર સહિત કાળા ધંતૂરાના ફલ રૂપી વાસણમાં રહેલી એવી કાળી (ખરડા) સોપારી સાથે ત્રણ દિવસ ખાવા આપવાથી સ્ત્રી વશ થાય છે.–૧૨.

સાપના મુખમાં રાખેલી કાળી સોપારીને ત્રણ દિવસ પછી લઈને, તે સોપારીને ધંતૂરાના મૂલના ચૂર્ણ સાથે ગધેડીનાં દૂધની ભાવના, ઝેરકચોળાનાં ચૂર્ણ સાથે ઘોડીનાં દૂધની ભાવના તથા વઢવાડીઆનાં ચૂર્ણ સાથે કુતરીનાં દૂધની ભાવના આપીને, ક્રમે કરીને (એક એક દિવસ મલીને) ત્રણ દિવસ સુધી આ પ્રકારે સિદ્ધ થએલી સોપારી પાનની અંદર સ્ત્રીને ખાવા આપવાથી સ્ત્રી વશ થાય છે, આ અનંગબાણ નામની સોપારી સમ્યક્ પ્રકારે કહી.–૧૩, ૧૪.

પુત્રજીવી, કેસર, સરપંખો (ઝીલ), પાષાણભેદ, સમડી, ઉપલેટ, ગોરૂચંદન, નાગકેસર, તગર, રૂદંતી (ગુજરાતીમાં ખારીયું કહેવાય છે તે), શુદ્ધ કપુર, આ દ્રવ્યોનું ચૂર્ણ કરીને, તે પછી તે ચૂર્ણને અળતાના કપડાંની મધ્યમાં નાખીને કમલ નાળમાંથી નીકળેલા સુતરથી વીંટીને કરેલી દીવેટને, પછી પાંચ પ્રકારના શિલ્પીની સ્ત્રીઓના સ્તનથી ઉત્પન્ન થયેલા દૂધની (સુતારણ, સાળવીની સ્ત્રી, ઘાંચણ, ધોબણ તથા ચમારણ એ પાંચ કારૂકી) તથા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય સ્ત્રીનાં સ્તનના દૂધની પહેલાં કરેલી દીવેટને ભાવના આપીને પીળી ગાયના ઘીમાં દીવો સળગાવીને, ચંદ્ર, સૂર્યના ગ્રહણ વખતે અથવા દીપાલિકા પર્વને વિષે નવીન માટીના વાસણમાં કાજલ ગ્રહણ કરવું (પાડવું). તે કાજલ નીચે કહેલા એવા ભૂમિસંમાર્જન મન્ત્રથી જમીન ઉપર નહિ પડેલા એવા ગાયના છાણથી લીંપેલી અને મંતરેલી એવી જમીનમાં રહીને ગ્રહણ કરવું. [તે કાજલથી અંજન કરાએલા નેત્રોવાળી સ્ત્રીને કામદેવ પણ વશ થાય છે, પુરૂષ પણ નેત્રમાં તે કાજલ આંજીને રાજાના સામું જુએ તો રાજા પણ વશ થાય છે.—૧૫,૧૬,૧૭,૧૮,૧૯.

**ભૂમિસંમાર્જન મન્ત્ર:— ॐ भूर्भूमिदेवते! तिष्ठ तिष्ठ ठः ठः ॥**

**કજ્જલોદ્ધારણ મન્ત્ર:—ॐ नमो भगवते चन्द्रप्रभाय चन्द्रेन्द्रमहिताय नयनमनोहराय हरिणि हरिणि सर्वं वश्यं कुरु कुरु स्वाहा ॥**

નયનાંજન મન્ત્રઃ—ॐ नमो भूताय सत्ताहिताय कामाय रामाय ॐ चुलुचुलु गुलुगुलु नीलभ्रमरि नीलभ्रमरि मनोहरि नमः ॥

ઉંદરકણી તથા (કાળા) ધંતૂરાના મૂલને ચાલના ચોખાના ધોવણમાં વાટીને, તે વાટેલા ઔષધરસથી ભાવિત કરેલા પાનને ખાવા આપવાથી [તે પાન] જઠરમાં ગયે છતે [ખાનાર મનુષ્ય] પિશાચ જેવું આચરણ કરે છે-૨૦

(ચીકણી) સોપારી, કાકંડાની અઘાર, કૌઅચ, તાજી ઠારેલી ચિતાના ધૂમાડાની ભેગી કરેલી ચીકણી મેશ, તથા જંગલમાં ઉત્પન્ન થએલા કપાસના રૂની વાટનો દીવો સળગાવી તેની પડેલી સપ્તમાતૃકાના મંદિરમાં અંધારી આઠમ (અથવા અંધારી ચઉદશ) ના દિવસે મહાઘૃત (તાજી ખોપરીમાં રહેલું ?) માંથી ઉદ્ભવેલા એવા આ કાજલને મનુષ્યની ખોપરીને વિષે પાડવું, આ રીતે પાડેલા કાજલથી ત્રિશૂલ કરવાથી અને આંખમાં આંજવાથી સામા પક્ષને એ અંજન ભય ઉત્પન્ન કરનારૂં થાય છે. કાજલ પાડવાની ક્રિયા ઈશાન તરફ મુખ રાખીને કરવી.-૨૧,૨૨.

तत्कज्जलोद्धार मन्त्रः—ॐ नमो भगवति ! हिडिम्बवासिनि ! अल्लल्लमांसप्पिये ! नहयलमंडलपइट्ठिए तुह रणमत्ते पहरणदुट्ठे आयासमंडि ! पायालमंडि सिद्धमंडि जोइणिमंडि सव्वमुहमंडि कज्जलं पडउ स्वाहा ॥

ચિતાના અગ્નિવડે સળગાવેલા બહેડાના ઝાડની જમણી ડાળની બાજુએ તૈયાર થએલી મેશ, અંકોલ બીજમાંથી ઉત્પન્ન થએલું તેલ, પારો, કાળી બિલાડીની ઓળ તથા ઘુવડનાં આંસુથી તૈયાર કરેલી એવી ગોળીને ત્રિલોહ (તાંબુ બાર ભાગ, રૂપું સોળ ભાગ તથા સોનું ચાર ભાગ) થી મઢીને, તે ત્રિલોહથી મઢેલી એવી ગોળીને પોતાના મુખમાં રાખવાથી અદૃશ્યપણાને પમાય છે.-૨૩,૨૪

સફેદ સરપંખાનું મૂલ તથા સફેદ એખરાનાં બીજને ગ્રહણ કરીને જંગલમાં ઉત્પન્ન થએલી એવી પોદકીના રસમાં વાટીને મુખમાં રાખવાથી વીર્ય સ્તંભન થાય છે.-૨૫

કાળા બિલાડાની જમણી જાંગના હાડકાનાં કકડાને ગ્રહણ કરીને ( તે કકડાને ) પુરુષની કમ્મરે બાંધવાથી વીર્ય સ્તંભન થાય છે.-૨૬

રાત્રિએ સ્ત્રીસંગની શરૂઆતમાં [રૂની] દીવેટની અંદર [મરેલાં] ઇંદ્રગોપ (બીરબહોટી, ચોમાસામાં ઉત્પન્ન થતાં એક જાતના લાલ જીવડાં) નાં ચૂર્ણને રાખીને પીળી ગાયના ઘીનો દીવો સળગાવવાથી પુરૂષના વીર્યનું સ્તંભન થાય છે.-૨૭

ટંકણખાર, મરેઠી, જંગલનું સફેદ સુરણ, નિર્મળ કપૂર તથા આગ્નેશનાં રસથી પોતાની આંગળીએ (લિંગને ?) લેપ કરે છતે સ્ત્રીને દ્રાવ થાય છે.–૨૮

ઉત્તર દિશામાં રહેલા એવા ધોળા અઘાડાનું મૂલ ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા તથા ઉત્તરાભાદ્રપદ એ ત્રણ નક્ષત્રને વિષે લઈને માથે રાખવાથી જુગાર તથા વાદ-વિવાદમાં જય થાય છે.–૨૯

અગ્નિ પર રહેલા એવા સીસાના એક ભાગમાં બે ભાગ પારો નાંખીને, લાલ અગથીઓ, કાળો ધંતૂરો, નાગદમની તથા માલકાંગણી અને અળસીથી, પ્રથમ કહેલા સીસા વગેરેનું મર્દન કરીને ફરીથી ગરમાળાના ઝાડના ગુંદથી મર્દન કરીને સંભોગ વખતે લિંગે લેપ કરવાથી સ્ત્રીની કામવાસનાના ગર્વનું ખંડન કરે છે.–૩૦,૩૧.

ભોંયરીંગણી તથા ઉભીરીંગણીના ફલનો રસ, ધોળું સૂરણ, લાલ ચિતરો, લીલા ચણાનો ઠાર, કૌઅચ, કાંડવલ્લી, મરેઠી તથા ખાટી લુણીના રસથી અગ્નિ પર રહેલા સીસાને નવ વાર ભાવના આપીને તૈયાર થએલા દ્રવ્યનો [લિંગે] લેપ કરીને [સંભોગ કરવાથી] સ્ત્રીને દ્રાવ થાય છે.–૩૨–૩૩

અંકોલ રસ, રાજચંપાનો રસ તથા કુમારપાઠાના રસથી બાર, સોળ તથા ચોવીસ ગદીઆણા પ્રમાણ પારાનું શોધન કરીને, બાવચીનાં બીજ, ગર્દભકર્ણી (ઔષધિ વિશેષ), એખરાનાં બીજ, અઘાડાનાં બીજ તથા કાળા ધંતૂરાથી એકવીશ દિવસ સુધી શોધેલા પારાનું મર્દન કરીને, રાત્રે કાંજીકા (સુગંધી દ્રવ્યોથી બનાવેલો ધૂપ) નો ધૂપ આપી તે પારદની નીચે પ્રમાણે જળોની આકૃતિ બનાવી તેને સ્ત્રીની યોનિમાં પ્રવેશ કરાવવો. તે આ પ્રમાણે—બાલા સ્ત્રીને બાર ગદીયાણા પ્રમાણ, મધ્યમાને (યુવતીને) સોળ ગદીયાણા પ્રમાણ અને વૃદ્ધાને ચોવીશ ગદીયાણા પ્રમાણ પારદની જલૌકા (જળો) નો ક્રમ જાણવો, તેથી સંભોગ વખતે નહિ દ્રવતી એવી સ્ત્રી પણ યૌવનથી મદોન્મત્ત થએલી સ્ત્રીની માફક આ કહેલા જલૂકા પ્રયોગથી દ્રવે છે. જલૂકા પ્રયોગ વિધાન પૂરો થયો.–૩૪,૩૫,૩૬,૩૭.

ઉત્તર દિશામાં રહેલા એવા કૌઅચના મૂલને ગાયના મૂત્રમાં ઘસીને પોતે [કપાળમાં] કરેલું એવું તિલક શાકિનીના કપાળમાં પ્રતિબિંબ રૂપે દેખે છે.–૩૮

દિવ્યસ્તંભનને માટે ઉજ્વળ ચોખા, મરી, પીંપર અને મરેઠીના ચૂર્ણનું ભક્ષણ કરવું તથા કર્પૂરાદિ દિવ્ય સ્તંભનને માટે બુદ્ધિમાને સુંઠના ચૂર્ણનું ભક્ષણ કરવું.–૩૯

દેડકાંની ચરબી અને લાજવંતીના બધા અંગોના ચૂર્ણનો હાથે લેપ કરવાથી નિશ્ચયે કરીને અગ્નિ સ્તંભન થાય છે અને શ્વાસનો નિરોધ કરવાથી ઘડાપર રહેલી તુલા (ત્રાજવા)નું દિવ્ય સ્તંભન થાય છે.-૪૦

નગોડ તથા સફેદ સરસવ (ની પોટલી) પોતાના ઘરમાં અથવા દુકાનમાં પેસવાના દરવાજાને વિષે રવિવારના દિવસે પુષ્ય નક્ષત્રનો યોગ આવે છતે બાંધવાથી વસ્તુનો ક્રયવિક્રય નિશ્ચયે કરીને થાય છે.-૪૧

લાલ જાસુદનાં ફૂલને વિશેષે કરીને કાંજી (ખાટી)ની સાથે મર્દન કરીને રજસ્વલા સ્ત્રી ત્રણ દિવસ પીએ તો તે સ્ત્રીને ગર્ભ રહેતો જ નથી અને તેણીને અટકાવ પણ આવતો નથી, કદાચ અટકાવ આવે તો પણ તેણીને ગર્ભ તો રહેતો જ નથી.—૪૨.

**ઉભયભાષાના કવિશ્રેષ્ઠ શ્રીમલ્લિષેણસૂરિએ બનાવેલા**
**ભૈરવપદ્માવતીકલ્પમાં વશીકરણ તંત્રાધિકાર**
**નામનો નવમો પરિચ્છેદ સંપૂર્ણ.**

# ૧૦ ગારૂડ તંત્રાધિકાર પરિચ્છેદ.

———[૦]———

હું મલ્લિષેણાચાર્ય સર્પે ડંસ દીધેલા એવા પુરૂષને ઓળખવાને વિષે, શરીર ઉપર મન્ત્રના અક્ષરો લખવા વિષે, રક્ષા કરવાને, ડંસનો આવેશ રોકવા વિષે, શરીરે ચડતું ઝેર અટકાવવા વિષે, ઝેર ઉતારવા વિષે, કપડું વગેરે ઢાંકવાના કૌતુકને તથા ખડીથી આળેખેલા સર્પના દંતથી ડંસ દેવા રૂપી ગારૂડ અધિકારના આઠ અંગોનું વર્ણન કરૂં છું-૧

ચંદ્ર સ્વર ચાલતો હોય તે વખતે કહેવા આવનાર માણસના પ્રશ્નાક્ષરોની સંખ્યા એકી હોય અને સૂર્ય સ્વર ચાલતો હોય તે વખતે કહેવા આવનાર માણસના પ્રશ્નાક્ષરોની સંખ્યા એકી હોય તો ડંસ દીધેલો પુરુષ વિદ્યમાન છે તેમ જાણવું અને તેથી વિપરીત પ્રશ્નાક્ષરોની સંખ્યા બેકી હોય અને સૂર્ય સ્વર ચાલતો હોય અથવા ચંદ્ર સ્વર ચાલતો હોય અને અક્ષરોની સંખ્યા એકી હોય તો ડંસ દીધેલો પુરૂષ વિદ્યમાન નથી તેમ જાણવું-૨

કહેવા આવનાર માણસના પ્રશ્નાક્ષરોની સંખ્યા ને બમણી કરીને, તે બમણી કરેલી સંખ્યાને ત્રણે ભાગતાં જો શૂન્ય શેષ આવે તો ડંસ દીધેલો પુરૂષ વિદ્યમાન નથી તેમ જાણવું અને જો એક અગર બે શેષ આવે તો તે વિદ્યમાન છે તેમ જાણવું.-૩

हं वं क्षं એ મન્ત્રથી મન્તરીને પાણી છાંટવાથી ડંસ દીધેલાનું શરીર કંપે અથવા તેની આંખો ઉઘડે તો તે જીવે છે અને જો તે પાણી છાંટયા પછી શરીર ન કંપે અથવા તો આંખો ન ઉઘાડે તો તે ડંસ દીધેલો પુરૂષ નથી જીવતો તેમ જાણવું.—૪

॥ સંગ્રહ પરિચ્છેદ સમાપ્ત. ॥

**હવે બીજો અંગન્યાસ પરિચ્છેદ કહે છેઃ—**

**क्षिप ॐ स्वाहा** એ પાંચ બીજો, પીળો, સફેદ, સુવર્ણ, કાળો અને ઇંદ્રધનુષ જેવા નીલ એ પાંચ વર્ણવાળાને બે પગે, નાભિ, હૃદય, મુખ, તથા મસ્તક એ પાંચ અંગોને વિષે અનુક્રમે સ્થાપવા.

॥ અંગન્યાસ ક્રમ સંપૂર્ણ ॥

---

૧. પાંચ બીજોની સ્થાપનાનો અનુક્રમ આ પ્રમાણેઃ—

ત્રીજો રક્ષાવિધાન કહે છે:—

ચાર પાંખડીવાળા કમલની કર્ણિકાના મધ્ય ભાગમાં ડંસ દીધેલા પુરુષનું નામ હ્રકારની અંદર લખીને, બહાર રહેલી ચારે પાંખડીઓમાં क्षिप ॐ स्वाहा ( स्वा ? ) એ ચાર બીજો લખીને તે કમલ ઉપર ह्रींकारના ત્રણ આંટા મારીને, ડંસ દીધેલા માણસના ગળે યંત્ર બાંધવો અથવા છાતી પર આ યંત્ર ચંદનથી લખવો.[1]

॥ રક્ષા વિધાન સંપૂર્ણ ॥

હવે ડંસનો આવેગ અટકાવવાની શરૂઆત કરે છે:—

ॐ पक्षि स्वाहा એ પાંચ બીજાક્ષરોની આગળ दह दह એ બે પદ યોજીને, તેની આગળ पच पच એ બે પદ તથા स्तोभय स्तोभय એ બે પદ યોજેલા એવા મન્ત્રનો મધ્યમાંગુલિ ચલાવતાં ચલાવતાં ઉચ્ચાર કરવાથી ડંસનો આવેગ અટકે છે.

મન્ત્રોદ્ધાર:—ॐ पक्षि स्वाहा दह दह पच पच स्तोभय स्तोभय ॥ એ સ્તોભન મન્ત્ર છે ॥–૭.

॥ સ્તોભન વિધાન સંપૂર્ણ ॥

હવે ઝેર ચઢતું અટકાવવાને કહીએ છીએ:—

મન્ત્રની શરૂઆતમાં અને અંતમાં પૃથ્વીબીજ क्षि, મધ્યમાં प ॐ स्वा એ ત્રણ બીજ યોજીને તેની આગળ स्तम्भय स्तम्भय એ બે પદ યોજીને તૈયાર કરેલા મન્ત્રનો ડાબા હાથનો અંગુઠો ચલાવતાં ચલાવતાં ઉચ્ચાર કરવાથી ઝેર ચઢતું–પ્રસરતું અટકી જાય છે.

મન્ત્રોદ્ધાર:—क्षिप ॐ स्वाक्षि स्तम्भय स्तम्भय ॥ ઝેર અટકાવવાનો મન્ત્ર ॥–૮.

હવે ઝેર ઉતારવાનો મંત્ર કહે છે:—

प, क्षि, ॐ, स्वा, हा એ પાંચ બીજાક્ષરો, संप्लावय संप्लावय એ બે પદ સહિત [ બનેલા મન્ત્રાક્ષરો પૂર્વક ] પોતાના ડાબા હાથની તર્જની આંગળી ઉતાવળે ચલાવવાથી ઝેર ઉતરી જાય છે.

મન્ત્રોદ્ધાર આ પ્રમાણે:—पक्षि ॐ स्वाहा संप्लावय संप्लावय ॥-૯.

॥ વિષાપહાર સંપૂર્ણ ॥

---

क्षि બીજ પીળો વર્ણ બે પગે, प બીજ સફેદ વર્ણ નાભિએ, ॐ બીજ સુવર્ણ વર્ણ હૃદયે, स्वा બીજ કાળો વર્ણ મુખે અને हा બીજ નીલવર્ણની મસ્તકે સ્થાપના કરવી.

૧ યંત્રની આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૪૦

હવે બીજા પ્રત્યે ઝેર સંક્રમણ કરવાના કૌતુકને કહે છે:—

स्वा, ॐ, प, क्षि, हा, संक्रम संक्रम તથા व्रज व्रज એ બે એ પદો [ વડે બનેલા મન્ત્રાક્ષરો પૂર્વક ] વડે પોતાના ડાબા હાથની અનામિકા આંગળી ચલાવવાથી બીજા પ્રત્યે અતિશય ઝેરનું સંક્રમણ થાય છે.

મન્ત્રોદ્ધાર:—स्वा ॐ प क्षि हा संक्रम संक्रम व्रज व्रज ॥ આ વિષ સંક્રમણ મન્ત્ર છે. ||-૧૦.

નાગ પ્રવેશ:—

हा, प, ॐ, स्वा, क्षि તથા सं क्षि प हः प क्षि प हः આ બંને સંયુક્ત મન્ત્રનો પાઠ કરવા પૂર્વક ડાબા હાથની કનિષ્ઠા આંગળી ચલાવવાથી પુરુષ શરીરે નાગ પ્રવેશ કરે છે.

મન્ત્રોદ્ધાર:—हा प ॐ स्वा क्षि सं क्षि प हः प क्षि प हः ॥ આ નાગ પ્રવેશ મન્ત્ર છે. ||-૧૧.

ડંસ દીધેલા પુરુષના કાનમાં કહેલા ભેરુણ્ડ વિદ્યાના જાપથી અને વળી સુવર્ણ રેખાથી મંતરેલા પાણીનો અભિષેક કરવાથી ડંસ દીધેલા પુરુષને ઝેરથી મુક્ત કરાય છે.

ભેરુણ્ડ વિદ્યા મન્ત્રોદ્ધાર—ॐ एकहि एकमाते मेरुण्डा विज्जागविकजकरंडे तंतु मंतु आमोसइ हुंकारविष नासइ थावर जंगम किंत्तिम अंगज ॐ फट् ॥ કાનમાં કહેવાની આ ભેરુણ્ડ વિદ્યાનો પ્રાકૃત મન્ત્ર છે. ||

अतः सुवर्णरेखा मन्त्रोद्धारः—ॐ सुवर्णरेखे ! वूट विग्रहरुपिणि ! स्वाहा ॥ આ અભિષેક કરવાની સુવર્ણરેખા વિદ્યા છે. ||-૧૨.

क्षि, प, स्वा, हा આ ચાર મન્ત્રાક્ષરોથી ઘડાની અંદર રહેલા એવા પાણીને મંતરીને ડંસ દીધેલા માણસના પગથી કે માથા સુધી જલધારા દેવાથી ડંસ દીધેલો માણસ ઝેરથી મુક્ત થાય છે.-૧૩.

મન્ત્રોદ્ધાર:—क्षि प स्वाहा ॥ ઝેર ઉતારવાનો મન્ત્ર ||

હવે આઠ પ્રકારના નાગોનું વર્ણન કરૂં છું:—

અનંત નામનાં, નાગ, વાસુકિ નામનાં, તક્ષક નામનાં, કર્કોટક નામનાં, પદ્મ નામનાં મહાપદ્મ નામનાં, શંખપાલ નામનાં તથા કુલિક નામનાં નાગ. || આઠ પ્રકારનાં નાગોનાં નામ આ પ્રમાણે કહ્યાં.-૧૪.

હવે તે નાગોનાં વળી કુલ, વર્ણ તથા ઝેરથી દેખાતાં-ઉદ્દભવતાં ચિન્હોનું જુદું જુદું વર્ણન કરૂં છું:—

વાસુકિ અને શંખપાલ એ બે જાતનાં નાગો ક્ષત્રિયકુલ, રક્તવર્ણ તથા પૃથ્વી વિષવાળા છે, તથા કર્કોટક અને પદ્મ એ બે જાતનાં નાગો શૂદ્ર કુલવાળા, કાળા વર્ણવાળા તથા સમુદ્ર વિષવાળા છે, અનંત અને કુલિક જાતનાં નાગો વિપ્રકુલવાળા, સ્ફટિકના જેવા નીર્મળ વર્ણવાળા તથા અગ્નિ વિષવાળા છે તથા તક્ષક અને મહાસરોજ એ બે જાતનાં નાગો વૈશ્ય કુલવાળા, પીળા વર્ણવાળા તથા વાયુ વિષવાળા છે. જય વિજય જાતના નાગો દેવકુલના આશી વિષવાળા તથા જમીન ઉપર નહી રહેતા હોવાથી આ ગ્રથમાં વર્ણવવામાં આવ્યા નથી.-૧૫, ૧૬.

હવે ચાર પ્રકારનાં ચિન્હો કહું છું:—

પૃથ્વી વિષવાળો નાગ કરડયો હોય તો શરીર જડ તથા ભારે થઇ જઇને સનેપાતનાં જેવાં ચિન્હો દેખાય છે. સમુદ્ર વિષવાળો નાગ કરડયો હોય તો ગળું પકડાય, મોઢે લાળ પડે અને ડંખના સ્થાને પાણી જેવું લોહી ઝરવાનાં ચિન્હો દેખાય છે. અગ્નિ વિષવાળો નાગ કરડયો હોય તો શરીરે ગુમડા નીકળ્યા હોય તેવાં તથા આંખોમાં ચંચળતા નષ્ટ થયાનાં ચિન્હો દેખાય છે અને વાયુ વિષવાળો નાગ કરડયો હોય તો શરીરની ચામડીનો રંગ બદલાઇ જાય-ઓળખાય નહિ તેવો થઇ જાય અને મુખમાં પાણીનો શોષ પડવાનાં ચિન્હો દેખાય છે.-૧૭, ૧૮.

॥ આઠ પ્રકારનાં નાગોનાં કુલ, વર્ણ તથા ચિન્હો આ પ્રમાણે કહ્યાં. ॥

ॐ **नमो भगवति०** ઈત્યાદિ આગળ કહેવાતા મન્ત્રનો ૧૦૮ વખત પાઠ કરીને ડંસ દીધેલાના પડખે મોટા ડમરૂનો તે સાંભળે તેવી રીતે અવાજ કરીને, તેની (ડંસ દીધેલા પુરુષની) જમણી બાજુએ રહીને તારી આપેલી ગાયને હમણાંજ તસ્કર લોકોએ ગ્રહણ કરેલી છે–પકડેલી છે એ પ્રમાણે બોલીને મન્ત્રવાદી પોતાના પગથી ડંસ દીધેલા પુરુષને તું જા એમ કહીને લાત મારે છતે મન્ત્રના સામર્થ્યથી તે પુરુષ એકદમ ઊભો થઇને દોડવા માંડે.-૧૯, ૨૦, ૨૧.

મન્ત્રોદ્ધાર:—ॐ नमो भगवति ! वृद्ध गरुडाय सर्वविषनाशिनि ! छिन्द छिन्द भिन्द भिन्द ! गृह्ण गृह्ण एहि एहि भगवति ! विषे हर हर हुं फट् स्वाहा ॥

॥ મોટું ડમરૂં વગાડવાનું તથા ડંસ દીધેલાને ઉઠાડવાનું વિધાન સંપૂર્ણ. ॥

હવે નાગાકર્ષણ મન્ત્રનું વિધાન કહીએ છીએ:—

શરૂઆતમાં ॐકાર અનેઅંતમાં છે **स्वाहा** શબ્દ જેને એવા **चिरि चिरि** શબ્દથી

શરૂ થતા મન્ત્રનો એક લાખ જાપ તથા દશ હજાર હોમ કરવાથી નાગાકર્ષણ મન્ત્રની સિદ્ધિ થાય છે.-૨૨

મન્ત્રોદ્ધાર:—ॐ चिरि चिरि इन्द्रवारुणि ! पहि पहि कड कड स्वाहा ॥

॥ નાગાકર્ષણ મન્ત્ર સંપૂર્ણ ॥

**હવે નાગની સ્થાપના કરવાને મન્ત્રવિધાન કહીએ છીએ:—**

ક્ષુદ્રકર્મ કરવા માટે નાગની સ્થાપના કરવાના મન્ત્રનો એંશી હજાર જાપ, અને વળી સાપના બીલની પાસે દૂધ, ઘી તથા સાકર એ મધુર ત્રિક મિશ્રિત રાતી કરેણના આઠ હજાર ફૂલોનો હોમ કરવાથી મન્ત્ર સિદ્ધ થાય છે. આ વિધાનથી મન્ત્રની સિદ્ધિ પ્રાપ્ત કરીને, ક્ષુદ્રકર્મ કરવા માટે નાગેશ્વરની સ્થાપના કરે, મન્ત્રવાદી નાગની આ સ્થાપના કર્યાની વાત કોઇ પણ માણસની આગળ ન કહે અને તે નાગેશ્વરને અમુક દુષ્ટ મનુષ્યને કરડવા માટે આજ્ઞા કરે છતે આ મન્ત્રના સામર્થ્યથી તે આવે.

**નાગની સ્થાપનાનો મન્ત્ર:—ॐ नमो नागपिशाचि ! रक्ताक्षिभ्रुकुटिमुखि ! उच्छिष्टदीप्ततेजसे ! पहि पहि भगवति ! हुं फट् स्वाहा ॥-૨૩, ૨૪, ૨૫.**

**હવે દૂતપાતન વિધાન કહીએ છીએ:—**

ॐ **स्वाहा** મન્ત્રથી ડંસ દીધેલા પુરૂષના શરીરમાં રહેલા ઝેરનું નીચે કહેલા દૂતપાતન મન્ત્રથી દૂતના કપાળમાંથી ઝરતા અમૃતથી હરણ કરવું.

**મન્ત્રોદ્ધાર:—ॐ स्वाहा મન્ત્રથી ઝેરનું હરણ કરવું.**

**ॐ नमो भगवते वज्रतुण्डाय स्वाहा रक्ताक्षि कुनखि दूतं पातय पातय मर मर धर धर ठ ठ ठ हुं फट् घे घे ॥ દૂતપાતન મન્ત્ર॥-૨૬**

ॐ **लाँ** ॐ **फड्** આ મન્ત્રના ઉચ્ચારથી ડંસ દીધેલો પુરૂષ જમીન ઉપર પડે, [પછી તે] ડંસ દીધેલા પડેલા એવા પુરૂષના શરીર પર જેની શરૂઆતમાં ॐ **स्वाहा** શબ્દ છે તથા જેના અંતમાં **फट्** શબ્દ છે એવા આગળ કહેલા દૃષ્ટપટચ્છાદન મન્ત્રથી વસ્ત્ર ઢાંકવું. [પછી તે] ઢાંકેલા વસ્ત્રનું **स्वाहा** મન્ત્રાક્ષરથી આકર્ષણ કરીને આકર્ષણ કરનાર પુરૂષ જ્યાં દોડે છે તેની પાછળ પાછળ તે ડંસ દીધેલો પુરૂષ પણ દોડે છે, જે જગ્યાએ તે ગૃહીત વસ્ત્ર પડે છે તે જ જગ્યાએ ડંસ દીધેલો પુરૂષ પણ પડે છે.

**મન્ત્રોદ્ધાર:—ॐ लां ॐ फड्** ડંસ દીધેલાને પાડવાનો મન્ત્ર-ॐ **स्वाहा रु रु रु रु हो प्लं सर्वं हारय संहारय ॐ यूं ॐ गरुडाक्षि ॐ फट् ॥ स्वाहा** એ ઢાંકેલા વસ્ત્રને આકર્ષવાનો મન્ત્ર છે. ડંસ દીધેલાના પર વસ્ત્ર ઢાંકવાનો મન્ત્ર-૨૭,૨૮

આગળ કહેવાતા મન્ત્રનો પોતાના સ્થાને રહ્યા રહ્યા પણ વારંવાર જાપ કરવાથી જે પુરૂષને નાગ ડસ્યો હોય તે પુરૂષને ઝેર ચઢતું નથી અને વળી તે પુરૂષ નાગના ઝેરથી મુક્ત થાય છે.

મન્ત્રોદ્ધાર:—ॐ नमो भगवते पार्श्वतीर्थङ्कराय हंसः महाहंसः पद्महंसः शिवहंसः कोपहंसः उरगेशहंसः पक्षि महाविषभक्षि हुं फट् ॥ આ નિર્વિષીકરણ મન્ત્ર છે.–૨૯

ॐ नमो सहस्रजिह्वे ! ઈત્યાદિ મન્ત્રનો પાઠ કરનાર પુરૂષની પાછળ પાછળ નાગ જાય છે, તે પાછળ પાછળ જતા એવા નાગને ફરી 'જા' એમ કહેવાથી પાછો પોતાના સ્થાનકે ચાલ્યો જાય છે.–૩૦

મન્ત્રોદ્ધાર:—ॐ नमो सहस्रजिह्वे ! कुमुदभोजिनि ! दीर्घकेशिनि ! उच्छिष्टभक्षिणि ! स्वाहा ॥ આ નાગસહાગમન મન્ત્ર છે.

ॐ ह्रीं श्रीं ग्लौं हुं क्ष्रूं ठ ठ એ મન્ત્રથી નાગના મુખનું સ્તંભન થાય છે, हुँ क्ष्रूं ठ ठ એ મન્ત્રથી સર્પની ગતિનું સ્તંભન થાય છે તથા ह्राँ क्ष्राँ ठ ठ મન્ત્રથી સર્પની દૃષ્ટિ બંધ થાય છે.–૩૧

॥ નાગની ફણા, ગતિ તથા દૃષ્ટિ સ્તંભન વિધિ સંપૂર્ણ ॥

ॐ सुवर्णरेखाया પદ, પછી गरुडाज्ञापयति પદ [અને] અંતમાં स्वाहा શબ્દ મૂકીને कुण्डलीकरणं कुरु એ મન્ત્રનો પાઠ કરીને (કુંડાળું કરવું).*

મન્ત્રોદ્ધાર:—ॐ सुवर्णरेखाया गरुडाज्ञापयति कुण्डलीकरणं कुरु कुरु स्वाहा ॥–૩૨

ॐકાર શરૂઆતમાં તથા स्वाहा શબ્દ છે અંતમાં જેના એવા लललललल એ છ અક્ષરો સહિત કરેલા મન્ત્રના કહેવા માત્રથી ક્ષણવારમાં નાગરાજ પણ ઘડાની અંદર પ્રવેશ કરે છે.

મન્ત્રોદ્ધાર:—ॐ लललललल स्वाहा ॥ નાગને ઘડામાં પેસાડવાનો મન્ત્ર–૩૩.

ॐ ह्राँ ह्रीं गरुडाज्ञा ठ ठ એ મન્ત્રે કરીને ગરૂડમુદ્રાથી મન્ત્રવાદીએ જમીન ઉપર કરેલી રેખા ઓળંગવાને નાગ કોઈ પણ કાળે સમર્થ થઈ શકતો નથી મરણતુલ્ય થઈ જાય છે.

મન્ત્રોદ્ધાર:—ॐ ह्राँ ह्रीं गरुडाय ठ ठ ॥ આ રેખામન્ત્ર છે.–૩૪

---

* આ મન્ત્ર ૩૧મા શ્લોકની સ્તંભન વિધિનો હોય તેમ લાગે છે. એટલે ૩૧મા શ્લોકમાં તાવેલા સ્તંભન વિધિના મન્ત્રો આ મન્ત્રનો પાઠ કરીને કુંડાળું કર્યા પછી બોલવાના હોય એમ મારૂં માનવું છે. —સારાભાઈ નવાબ

કૌઅચના રસની સાત વાર ભાવના આપેલી એવી ખડીને ॐकाराદિ નીલમન્ત્રથી જપીને, તે ખડીની લેખનથી શનિવારે આળેખેલા સાપના મુખને જે કોઈ ભૂંસવા જાય તે સર્પના દાંતના ડંસને પોતાના હાથમાં જોતો થકો ઝેરની વેદનાથી વ્યાકુલિત થઈને મૂર્ચ્છા પામે છે, અહીંયાં ખટિકા સર્પ વિધાનમાં સંદેહ કરવો નહિ.

**મન્ત્રોદ્ધારઃ—ॐ नीलविषमहाविषसर्पसंक्रामणि ! स्वाहा ॥** આ વિષ સંક્રામણ મન્ત્ર છે.—૩૫,૩૬.

॥ ખટિકા સર્પ કૌતુક વિધાન સંપૂર્ણ ॥

પૂરક યોગમાં સૂર્યની દશા જોઈને હાથના તળીઆની અંદર રહેલા (લખેલા) ह्रँકારની મધ્યમાં રહેલું એવું સ્થાવર વિષ ભક્ષણ કરવું.

**મન્ત્રોદ્ધારઃ—ॐ क्रौँ प्रौँ त्रीं ठः ॥** આ વિષ ભક્ષણ મન્ત્ર છે.–૩૭

ઉપર કહેલું જે ઝેર તે શત્રુ લોકોને આપતી વખતે ग्लैँ ह्रौँ એ બે બોલે તથા घे घे એ પદથી મન્ત્રવાદીએ મન્ત્રીને તથા તે ઝેરનું નીલવર્ણ સ્વરૂપ ધ્યાન કરીને આપવું.

**મન્ત્રોદ્ધારઃ—ग्लैँ ह्रौँ घे घे-૩૮**

॥ શત્રુલોકોને નીલધ્યાનથી ઝેર આપવાનો મન્ત્ર સંપૂર્ણ ॥

અગથીઓ, આસંધ, કુકડવેલ, વંધ્યા કંકોડી (સફેદ), કડવી દુધી, કુમારપાઠું, ત્રિકટુક (૧ સુંઠ, ૨ મરી અને ૩ લીંડી પીપર), ઉપલેટ તથા ઇન્દ્રજવ એટલા ઔષધોનો નાસ આપવાથી તથા પાન કરાવવાથી સ્થાવર તથા જંગમ ઝેરનો નાશ કરે છે–થાય છે.–૩૯

હાથીના મલથી ઉત્પન્ન થએલું છત્ર (ચોમાસામાં ઉત્પન્ન થતી વનસ્પતિ વિશેષ), આકડાનું દૂધ તથા વડગુંદામાંથી નીકળતો ચીકણો પદાર્થ, તે ત્રણ ઔષધોનો લેપ કરીને પુષ્પનક્ષત્રને વિષે ગૃહણ કરેલી જેની ઉપર અને નીચે બે કાંટા છે તેવી બોરડીની સળીથી વિંછીનું ઝેર ઉતરે છે તથા વિંછીના ઝેરનું સંક્રમણ થાય છે તે આ રીતેઃ–ઉપર રહેલા કાંટાથી ઝેર ઉતરે અને નીચેના કાંટાથી ઝેરનું સંક્રમણ થાય.–૪૦

પોતાના ઘરમાં પ્રવેશ કરવાના દ્વારની ઉપરના ભાગમાં ગરૂડબંધ (એક જાતની આકૃતિ) ની અંદર જે કોઈ મન્ત્રવાદી કુરૂકુલ્લા (દેવીની) વિદ્યા લખે તે ઘરની અંદર સર્પ રહી શકતો નથી–રહેતો નથી.[1]–૪૧

**મન્ત્રોદ્ધાર—ॐ कुरुकुल्ले हूं फट् ॥**

૧ યંત્રની આકૃતિ માટે જુઓ ચિત્ર નં. ૪૧.

**હવે મંડલ બનાવવાનું કહીએ છીએ:—**

સફેદ, રાતો, પીળો, લીલો તથા કાળો એ પાંચ રંગના ભૂકાથી વિશેષે કરીને અત્યંત શોભાયમાન એવું ચોરસ મંડલ આળેખીને, તે મંડલના ચારે ખુણામાં નિર્મળ પાણીથી ભરેલા ઘડાઓની સ્થાપના કરીને, તે મંડલની ઉપરના ભાગમાં મઘમઘાયમાન થતાં એવા સુંદર સુગંધીદાર ફૂલોનો મોટી માળાથી વીંટાએલી, નાની નાની અવાજ કરતી ઘંટડીઓથી તથા વિશિષ્ટ પ્રકારના દર્પણોની હારથી શોભાયમાન એવા ચંદરવા, તોરણ તથા ધજાની સ્થાપના કરીને-બાંધીને, (ઉપરોક્ત ચોરસ મંડલની અંદર અષ્ટદલકમલની રચના કરવી તે) અષ્ટદલ કમલની મધ્ય કર્ણિકામાં કપૂર, કેસર, ચંદનથી શરૂઆતમાં ૐકાર તથા અંતમાં છે **स्वाहा** જેના શબ્દ એવા પાંચ પરમેષ્ટિના મન્ત્રપદો વિશેષે કરીને લખવા.-૪૨,૪૩,૪૪.

**મન્ત્રોદ્ધાર:—ॐ अर्हद्भ्यः स्वाहा, ॐ सिद्धेभ्यः स्वाहा, ॐ सूरिभ्यः स्वाहा, ॐ पाठकेभ्यः स्वाहा, ॐ सर्वसाधुभ्यः स्वाहा ।** આ પંચપરમેષ્ઠિ મન્ત્ર કર્ણિકાના મધ્ય ભાગમાં લખવો.

[પછી] પૂર્વાદિ ચાર દિશાઓમાં તથા અગ્નિ આદિ ચાર વિદિશાઓમાં [આગળ] પ્રગટપણે કહેલી દેવીઓ (પૂર્વોક્ત) આઠ દલોમાં આળેખીને, તે મંડલની દક્ષિણ દિશામાં સોનાની બનાવેલી [પદ્માવતી] દેવીની બે પાદુકાઓ મૂકીને સુખડ, અક્ષત, પુષ્પ, નૈવેદ્ય, દીપ, ધૂપ તથા ફલ વગેરે આઠે દ્રવ્યોથી પંચપરમેષ્ટિ મન્ત્રની (પ્રથમ) પૂજા કરીને, [ત્યારપછી] ભૈરવી પદ્માવતી દેવીની સોનાની પાદુકાઓની પણ પૂજા કરવી.

**સ્થાપનાક્રમ:—ॐ जये स्वाहा** પૂર્વ દિશામાં **ॐ विजये स्वाहा** દક્ષિણ દિશામાં **ॐ अजिते स्वाहा** પશ્ચિમ દિશામાં, **ॐ अपराजिते स्वाहा** ઉત્તર દિશામાં, **ॐ जम्भे** અગ્નિ ખુણામાં, **ॐ मोहे स्वाहा** નૈઋત્ય ખુણામાં, **ॐ स्तम्भे स्वाहा** વાયવ્ય ખુણામાં અને **ॐ स्तम्भिनि स्वाहा** ઇશાન ખુણામાં, આ પ્રમાણે આઠ દલોમાં જંભાદિ દેવીઓ આળેખવી.—૪૫,૪૬

મિથ્યાત્વી લોકોથી વિરક્ત, જૈન શાસનના દેવ એટલે જિનેશ્વર તથા સદ્‌ગુરૂના ભક્ત-વિનયવાન ( એવા શિષ્યને ) આળેખેલા મંડલની સન્મુખ સારી રીતે સ્નાન કરેલા અને વસ્ત્રાલંકારોથી વિભૂષિત એવા તે શિષ્યને મંડલના ચારે ખુણામાં સોનાએ કરીને સહિત સ્થાપેલા ઘડાઓના પાણીથી ફરી સ્નાન કરાવ્યા પછી તેને પહેલાનાં પહેરેલા વસ્ત્રો કઢાવી નાખીને નવા વસ્ત્રાલંકારો આપીને ગુરૂપરંપરાથી આવેલો એવો [ આ ] મન્ત્ર [હે શિષ્ય!] તને અગ્નિ, સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર તથા તારાઓના સમૂહની સાક્ષીમાં

આપું છું, તે મન્ત્ર તારે પણ સમ્યક્ત્વ રહિત પુરુષને ન આપતાં જિનેશ્વરદેવ તથા સદ્‌ગુરૂના ભક્ત એવા સઘળા ગુણે કરીને સહિત પુરૂષને આપવો, પણ લક્ષ્મીના લોભને લીધે અથવા સ્નેહને લીધે આ વિદ્યા જો તું મિથ્યાત્વીને આપીશ તો તને બાલક, સ્ત્રી, ગાય અને મુનિની હત્યા કરતાં જે પાપ લાગે તે પાપ લાગશે એ પ્રકારના શપથ–સોગન આપીને, ગુરૂપરંપરાથી આવેલો મન્ત્ર તેનાં આરાધન વિધાન સાથે મન્ત્રવાદીએ આપવો.–૪૭, ૪૮, ૪૯, ૫૦, ૫૧, ૫૨.

**પ્રશસ્તિઃ—**

જેઓના બંને ચરણકમળો સઘળા રાજાઓના મુકુટથી વંદન કરાએલા છે, જેઓ પાપનો નાશ કરનારા તથા ભવ્યજનોને સંસાર સમુદ્રથી પાર ઉતારનારા છે તે શ્રીમદ્‌ અજિતસેનાચાર્ય સર્વ ઉત્કર્ષે કરીને જયવંતા વર્તે છે. જેઓ સઘળા જૈનાગમોના જાણકાર, દુર્ધર એવા સંસારરૂપી જંગલને ઓળંગવાને સમર્થ, અને સઘળા કર્મરૂપી ઈંધનોને બાળી નાખવાની ક્રિયામાં ઘણાજ વિચક્ષણ એવા કનકસેન નામના આચાર્ય તે શ્રીમદ્‌ અજિતસેનાચાર્યના શિષ્ય છે. જેઓનું સારૂંએ શરીર ચારિત્રથી ભૂષિત છે, જેઓ બાહ્ય અને અભ્યંતર પરિગ્રહથી મૂકાએલા છે, જેઓએ દુઃખે કરીને જીતી શકાય એવા કામદેવને જીતેલો છે તથા જેઓ ભવ્ય જીવોરૂપી કમલોને વિકસાવવામાં સૂર્ય સમાન તેજસ્વી છે, એવા શ્રી જિનસેનાચાર્ય નામના તે કનકસેનાચાર્યના શિષ્ય છે. જેઓએ સરસ્વતી દેવી પાસેથી વરદાન મેળવેલું છે એવા શ્રીમલ્લિષેણ નામના આચાર્ય તે જિનસેનાચાર્યના શિષ્ય છે. તે મલ્લિષેણાચાર્યએ ચારસો શ્લોક પ્રમાણ ભૈરવપદ્માવતી દેવીનો આ કલ્પ ટુંકાણમાં કહેલો છે.–૫૩, ૫૪, ૫૫, ૫૬.

જ્યાં સુધી સમુદ્ર, પર્વત, નક્ષત્રોનો સમૂહ, આકાશ, ચંદ્ર તથા સૂર્ય વગેરે વિદ્યમાન રહે ત્યાં સુધી આ ભૈરવપદ્માવતી નામનો મન્ત્રકલ્પ વિદ્યમાન રહો.–૫૭.

**ઉભયભાષાના કવિશ્રેષ્ઠ શ્રીમલ્લિષેણસૂરિએ રચેલો**
**ભૈરવપદ્માવતીકલ્પ સંપૂર્ણ.**



# મન્ત્રાક્ષરોનો બીજ કોષ

(૧) ॐ—પ્રણવબીજ, ધ્રુવબીજ, વિનય પ્રદીપ તથા તેજોબીજ છે.
(૨) ऐं—વાગ્બીજ તથા તત્વબીજ છે.
(૩) क्लीं—કામબીજ છે.
(૪) ह्सौं, ह्सों તથા ह्सैं—શક્તિબીજ છે.
(૫) ह्रो—શિવબીજ તથા શાસનબીજ છે.
(૬) क्षि—પૃથ્વીબીજ છે.
(૭) प—અપબીજ છે.
(૮) ॐ—તેજોબીજ છે.
(૯) स्वा—વાયુબીજ છે.
(૧૦) ह्रा—આકાશબીજ છે.
(૧૧) ह्रीं—માયાબીજ તથા ત્રૈલોક્યનાથબીજ છે.
(૧૨) क्रौं—અંકુશબીજ તથા નિરોધબીજ છે.
(૧૩) आ—પાશબીજ છે.
(૧૪) फट्—વિસર્જન તથા ચાલન બીજ છે.
(૧૫) वषट्—દહનબીજ છે.
(૧૬) वोषट्—પૂજાગ્રહણ તથા આકર્ષણબીજ છે.
(૧૭) संवौषट्—આકર્ષણ બીજ છે.
(૧૮) ब्लूं—દ્રાવણબીજ છે.
(૧૯) ब्लैं—આકર્ષણબીજ છે.
(૨૦) ग्लौं—સ્તંભનબીજ છે.
(૨૧) ह्सौं—મહાશક્તિબીજ છે.
(૨૨) वौषट्—આહ્વાનનબીજ છે.
(૨૩) क्ष्वीं—વિષાપહારબીજ છે.
(૨૪) चः—ચંદ્રબીજ છે.
(૨૫) घः—ગ્રહણબીજ તથા વૈરિવધ ( મારણ )બીજ છે.
(૨૬) घ्र—છલનબીજ છે.

(૨૭) द्राँ द्रीं क्लीं ब्लूँ सः—પાંચ બાણ છે.
(૨૮) हूँ—વિદ્વેષણ તથા દ્વેષબીજ છે.
(૨૯) स्वाहा—શાંતિબીજ તથા હોમબીજ છે.
(૩૦) स्वधा—પૌષ્ટિકબીજ છે.
(૩૧) नमः—શોધનબીજ છે.
(૩૨) ह—ગગનબીજ છે.
(૩૩) श्रीं—લક્ષ્મીબીજ છે.
(૩૪) अर्हं—જ્ઞાનબીજ છે.
(૩૫) इँ—વિષ્ણુબીજ છે.
(૩૬) इ—હરબીજ છે.
(૩૭) लः—તંત્રબીજ છે.
(૩૮) क्षः फट्—અસ્ત્રબીજ છે.
(૩૯) यः—વિસર્જનબીજ તથા ઉચ્ચાટનબીજ છે.
(૪૦) य—વાયુબીજ છે.
(૪૧) जूँ—વિદ્વેષણબીજ છે.
(૪૨) श्लीं—અમૃતબીજ છે.
(૪૩) क्षीं—સોમબીજ છે.
(૪૪) ख—ખાદનબીજ છે.
(૪૫) हंस—વિષાપહારબીજ છે.
(૪૬) क्ष्म्ल्व्र्यूँ—પિંડબીજ છે.

### બીજાક્ષરોને માટે વપરાતા કેટલાક સાંકેતિક શબ્દો.

ॐ—તારઃ, ધ્રુવ, વેદાદિ, નૈગમાદિ, શ્રુત્યાદિ.
ह्रीं—માયાબીજં, લજ્જાબીજં, શક્તિઃ શિવા, પાર્વતીનામ, ભુવનેશાની, ગિરજા-નામ, પરાનામ, હૃલ્લેખ.
श्रीं—લક્ષ્મીનામાનિ, લક્ષ્મીબીજં.
हुँ—વર્મ, કવચં, ત્રિતત્વં, ક્રોધબીજં, છદં.
लँ—પૃથ્વીનામાનિ, પૃથ્વીબીજં.
वं—જલનામાનિ, જલબીજં.

रं—અગ્નિનામાનિ, અગ્નિબીજં.

यं—વાયુનામાનિ, વાયુબીજં.

हँ—આકાશનામાનિ, આકાશબીજં.

ग्लौँ—ભૂબીજં.

हूँ—કૂર્ચ્ચં, દીર્ઘવર્મં, દીર્ઘતનુચ્છદં.

क्लीं—કંદર્પનામાનિબીજં, કામરાજબીજં, કામઃ

नमः—ચિત્તનામાનિ, હૃન્મંત્રં.

स्वाहा—શિરોનામાનિ, શિરોમં, અગ્નિવાચકાદ્દ વનિતાનામાનિ-અગ્નિપ્રિયા, દહનપ્રિયા, પાવકસુંદરી-દ્વિઠઃ, ઠદ્વયં.

आँह्रीं क्रौँ—પાશાદિબીજત્રયં.

ऐं ह्रीं श्रीं—ત્રિબીજં.

त्रीं—તારાબીજં.

च्रा—ચંડીબીજં.

स्त्रीं—સ્ત્રીબીજં.





Mahalakshmi

महालक्ष्मी

